॥ श्रीहरिः ॥

मुम्बापुरीस्थगोस्वामिश्रीवल्लभात्मजश्रीजीवनलालजीमहाराजानां

आज्ञया

## शास्त्रिछगनलालअमरजीविरचितः

दुर्वादध्वान्तविध्वंसकः

# आम्नायत-त्वभास्करः

वैद्यशास्त्रिमाधवजीगोपालजी-

विरचितगूर्जरभाषानुवादसमेतः


**मोहमय्यां**

श्रीसुबोधिनीयन्त्रालये

वैष्णवउत्सवलालसांकलचंद्रगुप्तेन

मुद्रयित्वा

प्राकाट्यं नीतः

शकाब्दाः १८३१

( वजारगेट )

# शुद्धिपत्रम्

## भूमिकामां

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| शास्त्रानलिज्ञानम् | शास्त्रानभिज्ञानाम् | २ | ७ |
| वदिक | वैदिक | २ | १३ |
| धोधित | बोधित | ३ | ४ |
| માનતીય | માનનીય | ૩ | ૧૮ |
| શકરાચાર્યે | શંકરાચાર્યે | ૩ | ૨૧ |
| ઘણાં | ઘણા | ૪ | ૧૩ |
| વેદની | વેદના | ૫ | ૫ |
| ध्ययः | ध्येयः | ५ | १० |
| સંન્યાસીયો | સંન્યાસિઓ | ૬ | ૯ |
| ઉર્દ્ધપુંડ્ર | ઉર્ધ્વપુંડ્ર | ૬ | ૧૫ |

## आम्नायतत्त्वभास्कर ग्रन्थमां

| | | | |
|---|---|---|---|
| भवद्दि | भवद्भि | १ | ४ |
| भस्त | भस्म | १ | ६ |
| मूर्तित्त्व | मूर्तितत्व | १ | २६ |
| કપડવંજ | કપડવણજ | ૨ | ૧૩ |
| હ્રદય | હૃદય | ૨ | ૨૧ |
| શ્રીગોર્દ્ધન | શ્રીગોવર્દ્ધન | ૩ | ૭ |
| કલિમૂતરૂપ | કલિમૂર્ત્તિરૂપ | ૩ | ૨૮ |
| रेतद्वयं | रेतद्ध्यं | ४ | ५ |
| शूद्रजातिथिति | शूद्रजातिष्विति | ४ | २३ |

| | | | |
|---|---|---|---|
| त्यादिभेर्नि | त्यादिभिर्नि | ४ | २६ |
| महात्म्यं श्रावित | माहात्म्यं श्रावित | ४ | २७ |
| ब्रहन्मा | बृहन्मा | ५ | १४ |
| निरुप्य | निरूप्य | ५ | १५ |
| राह्मिका | राह्निका | ५ | १९ |
| द्रुधर्म | द्धधर्म | ५ | २६ |
| અથવ | અથવા | ૭ | ૨૨ |
| પુજા | પૂજા | ૯ | ૧૧ |
| અગ્નિહોત્ર | અગ્નિહોત્ર | ૯ | ૨૯ |
| માલ | માલા | ૧૩ | ૯ |
| स्वीकतम् | स्वीकृतम् | १४ | २६ |
| अयुक्तमत्रे | अयुक्तमेत्र | १४ | ३१ |
| एवं | एव | १५ | १ |
| स्मारितं | स्मारितम् | १५ | २ |
| त्रिपुड्र | त्रिपुंड्र | १५ | २१ |
| મૂઢ઼ | મૂઢ | ૧૮ | ૭ |
| शिवस्य | शिवस्य | १९ | २५ |
| वतो | वतां | १९ | २७ |
| नैष्फल्य | नैष्फल्य | १९ | २९ |
| ન્યાય | ન્યાય | ૧૯ | ૩૨ |
| कीदग | कीद्रग | २० | २७ |
| निरुपितः | निरूपितः | २१ | ५ |
| સકામ | સકામ | ૨૨ | ૧૪ |
| तत्पत्न्यै | तत्पूत्यै | २२ | २० |
| ઉપગ્રંહણ | ઉપબૃંહણ | ૨૪ | ૯ |
| વેદન | વેદના | ૨૪ | ૨૪ |
| બબત | બાબત | ૨૪ | ૨૮ |
| श्रोताग्नि | श्रौताग्नि | २५ | २ |
| श्रुत्मा | श्रुत्या | २६ | २ |
| श्रुति | स्मृति | २६ | २७ |
| ગમ્ય | ગમન | ૨૬ | ૩૩ |
| તેને | તે | ૨૭ | ૪ |

| | | | |
|---|---|---|---|
| લૌકિક | લૌકિક | ૨૭ | ૧૩ |
| तद्रारण | तद्धारण | २७ | २२ |
| इत्यंत लखा | इत्यंतं लेखो | ३० | ३ |
| दान | दानं | ३० | १२ |
| ब्राह्मत्वान् | बाह्यत्वात् | ३० | २७ |
| એમ | અમે | ૩૧ | ૨૫ |
| સ્માત | સ્માર્ત | ૩૧ | ૨૮ |
| કહ્યા | કયા | ૩૨ | ૫ |
| આહ્નિક | આહ્નિક | ૩૨ | ૭ |
| ઉર્ધ્વપુડ્ર | ઉર્ધ્વપુંડ | ૩૨ | ૧૦ |
| માગ | ત્યાગ | ૩૨ | ૧૮ |
| विदानां | वेदानां | ३२ | ३६ |
| શવ | શિવ | ૩૫ | ૧૧ |
| હોદોના | હોદાના | ૩૬ | ૩ |
| પરબ્રહ્મણ | પરબ્રહ્મ | ૩૬ | ૪ |
| ગણુપતિનો | ગણુપતિને | ૩૮ | ૧ |
| देवा | देव | ३८ | २८ |
| मोप | मपि | ३९ | ९ |
| अप्राण्य | अप्राप्य | ३९ | १६ |
| प्राण्यत्वं | प्राप्यत्वे | ३९ | १७ |
| અનન્યા | અનન્ય | ૪૧ | ૨૫ |
| ગોતમીય | ગૌતમીય | ૪૨ | ૨ |
| પરહ્મબ્ર | પરબ્રહ્મ | ૪૨ | ૧૮ |
| શ્રીભગવાતે | શ્રીભગવાને | ૪૩ | ૩ |
| શ્રતિથી | શ્રુતિથી | ૪૩ | ૧૩ |
| શ્રતિમાં | શ્રુતિમાં | ૪૩ | ૨૮ |
| બંધુ | બધુ | ૪૩ | ૩૭ |
| अद्वैतसिद्धयादि | अद्वैतसिध्यादि | ४४ | २४ |
| स्तत्र | स्तत्र | ४५ | २ |
| नीययुक्त | नोपयुक्त | ४५ | ४ |
| અદ્દેતસિદ્ધિ | અદ્દેતસિદ્ધિ | ૪૫ | ૬ |
| दिय्यन्तं | दित्यन्तं | ४६ | ७ |
| जमिष्यन्ति | गमिष्यन्ति | ४६ | ३० |

| | | | |
|---|---|---|---|
| लिखित्वेन | लिखितत्वे | ૪૯ | ૨૯ |
| तल्सेखे | तल्लेखे | ૪૯ | ૩૦ |
| श्रतिनी | श्रुतिनी | ૫૧ | ૨ |
| કરનારા | કરનાર | ૫૧ | ૮ |
| તેવે | તેવો | ૫૧ | ૨૦ |
| બહૃહ્યદારણ્યક | બહૃદારણ્યક | ૫૫ | ૧૫ |
| િવેદન | નિવેદન | ૫૬ | ૧૭ |



॥ श्री हरिः ॥

# છપાવવાનો હેતુ.

સર્વ સુજ્ઞ જનોને વિદિત છે કે આજ કાલના સમયમાં લોકોને ધર્મ ઉપરથી શ્રદ્ધા ઓછી થતી જાય છે. તેમાં વળી કેટલાએક પંડિતંમન્ય લોકો ગ્રંથોના પૂર્વાપર સંદર્ભ જોયા વગર વચમાંથી વચનો વાંચીને તે ઉપર પોતે દૃઢ વિશ્વાસ રાખીને બીજાને તેવો ઉપદેશ કરી ભ્રમિત કરવા લાગ્યા છે. તેનું પરિણામ એવું આવે છે કે જે ધર્મમાં શ્રદ્ધાયુક્ત લોકો હોય તેમનું મન પણ સંશયમાં નાખી દેછે. પણ આટલું સારૂં છે કે રાજ્યના પ્રભાવથી લોકો સૂક્ષ્મબુદ્ધિવાળા, વિચારશીલ, શાસ્ત્ર વાંચવામાં આસક્તિવાળા, અને પોતાની બુદ્ધિથી સાચું ખોટું સમજી શકે એવા થયા છે. તો પણ પંડિતંમન્ય એ લોકોની સ્થિતિને નહીં સમજી કેવલ પોતાની જાલમાં આ લોકો આવી જશે એવી સ્વાર્થ દૃષ્ટિથી તેવાઓને ભમાવવા માટે અનેક યત્નો કરી રહ્યા છે. કેવલ કરાલ કલિકાલનોજ મહિમા છે. તેવા લોકોની જ્ઞાનદૃષ્ટિમાં પંડિતંમન્યની લેખરૂપી રજ અસર કરે નહીં. તેવા હેતુથી આ आम्नायतत्त्वभास्कर નામનું લઘુ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ પુસ્તક છપાવવાનો મૂલ હેતુ એવો છે કે નંદુરબારના રહીશ કૌથુમીશાખાના શ્રીમાલિ બ્રાહ્મણો ઉપર શારદામઠના શંકરાચાર્ય માધવતીર્થે આમ્નાયતત્વતરંગિણી નામનું પુસ્તક રચી મોકલેલું જે શાસ્તાપુરનિવાસી વૈદ્યશાસ્ત્રી મોતીલાલ-છગનલાલ પુરોહિતે છપાવી પ્રસિદ્ધ કરેલું છે. તે પુસ્તક કપડવણજના વૈષ્ણવોએ શ્રીમદ્વલ્લભાચાર્યવંશાવતંસ ગોસ્વામિ શ્રીજીવનલાલજી મહારાજ પાંસે રહેનાર વે. શા. સં. (પડગુણ) છગનલાલ અમરજી ઉપર મોકલી આપ્યું તેનું અપ્રમાણ ખંડન લખી કપડવંજના વૈષ્ણવો ઉપર શાસ્ત્રીજીએ મોકલી આપ્યું તે વૈષ્ણવદ્વિજો વિગેરેને અત્યંત ઉપયોગી હોવાથી એ છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

ઓચ્છવલાલ સાકળચંદ.

# भूमिका.

सुप्रसिद्धस्यानारूढत्वेन यद्यपि श्रद्धारूढा भवन्ति जनास्तत्स्वरूपावबोधोवऽश्य-मेव कारयितव्यस्सर्वेषामतस्तन्निर्दिष्टनिर्णयस्याभ्यर्हितत्वेन स्वीयेष्वाचार्यवर्गेषु वाराणस्यादिस्थलप्रसिद्धविद्वद्वर्येषु च मान्यता कीदृग्विधा वरीवर्तीति विदितमेतद्विधयाननिर्णयप्रसङ्गे तद्दत्तनिर्णयोपरि शृंङ्गेरीपीठाधीश्वरश्रीमच्छङ्कराचार्यप्रणीतकाशीस्थविद्वत्प्रणीतमुद्रितलेखाभ्यामतस्तद्विषये नास्ति किञ्चिदावेदनीयं तत्र च पदशस्तद्दत्तनिर्णयखण्डनं जागार्तितराम्.

जायते च श्रद्धा शास्त्रानभिज्ञानां श्रद्धाजडानां तादृग्दत्तनिर्णये नतु पूर्वापरानिर्णयावलोकिनां विदग्धानाम्.

अतएव स्वयमपि जगद्गुरुत्वेन स्वात्मानं ख्यापयन्तस्स्वमते रज्जुसर्पवत् समस्तविश्वस्य विवर्ताधिष्ठानत्वेन सिद्धान्तितत्वात् तदन्तःपातिनःस्वात्मनः स्ववाग्जालस्य च कल्पितत्वमेव प्रसिद्धतया सूचयन्त्यथाप्यनभिज्ञजनसमूहस्सद्रापरो भवति तन्निवृत्त्यर्थमयं यत्नः। वेदमपि स्वाज्ञानकल्पितजगदन्तःपातित्वेनाज्ञानविलासरूपमेवोररीकुर्वतां वैदिकराद्धान्तित्वमप्यज्ञानविलसितमेवेति तन्निर्दिष्टनिर्णयोऽपि तथाभूत एव.

यच्च केनाचित् प्रसिद्धकर्त्रा तथाभूतेन सर्ववर्णाश्रमिणां यथाधिकारं भस्मरुद्राक्षधारणं शिवोपासना च विधेयेति जल्पितं तत्रकिञ्चिदुच्यते त्रैवर्णिकानां द्विजत्वेन वैदिकत्वात् तेषां सन्ध्यावन्दनादिकं सावित्र्युपासनंच वैदिको धर्म इति भेरीघोषसिद्धो वैदिकसिद्धान्तः। तत्र च सूर्यनारायणस्य यज्ञनारायणस्य चोपासनमित्यपि दुन्दुभिघोषसिद्धम् तद्विहाय शिवोपासनं बोधयन्तोऽवैदिकमेव स्वसिद्धान्तं बोधयन्ति परन्तु तदनभिज्ञतया प्रसिद्धकर्त्रा तस्यापूर्ववैदिकत्वं बोधितं गायत्र्याञ्च जगत्प्रसवकर्तृत्वादिलक्षणकत्वेन सूर्यमण्डलान्तास्स्थितनारायणस्यैव ध्यानं सर्वविद्वद्भिरवश्यमेव स्वीक्रियते अतएवच "ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः॥ केयूरवान्मकरकुंडलवान्किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ॥ १ ॥ इति ध्यानं सार्वसौरिजनीनम् किञ्च वेदारम्भेऽपि प्रथमतो हरिः ओमित्येवोच्चारणं विधायैव वेदपारायणारंभः क्रियते सर्वदा वैदिकैर्जनैर्नतु शिवः ओमित्युक्त्वा सन्ध्यादिसोमान्तनित्यकर्मसु यत्किञ्चित्स्खलनसमये न्यूनातिरिक्तदोषपरिहारार्थं च विष्णुस्मरणमेव विधीयते नतु शिवादिस्मरणम् प्रातस्स्नानादौ तीर्थस्नानादौ च विष्णुस्मरणं विधायैव संकल्पादिकं कर्मारभ्यतेऽनारतं सर्वत्र वैदिकधर्मधुरीणैर्जनैरिति केषामज्ञातमास्ति?

एवं सर्ववैदिककर्मसु सर्वदोपक्रमोपसंहाराभ्यां विष्णुस्मरणस्यैवावश्यकर्तव्यत्वेन बोधितत्वाद्विष्णूपासनमेव समेषां वर्णानां वैदिकसिद्धान्तो नतु शिवादिदेवान्तरोपासनमिति सामान्यतः सर्वसाधारणो वैदिकसिद्धान्तः प्रदर्शितः

तत्तद्दीक्षाप्रयुक्ततत्तद्देवोपासनं दीक्षाप्रयुक्तो विशेषधर्मस्तदुद्देशेन बोधितवचनैः सर्वसाधारणवैदिकधर्मत्वं साधयन्तो वैदिकधर्मानभिज्ञा एव चकासेयुः तदेतत्सर्वं तत्तत्प्रसंगएव व्यक्तीभविष्यति.

अतएव आम्नायतत्त्वतरङ्गिणीनिर्मात्रापि नारायणस्मरणमेव व्यलेखि नतु शिवादिस्मरणं संन्यासाश्रमेऽपि नारायणस्मरणस्यैव विधानात् तेन स्वयं विष्णूपासनरीतिमनुसरन्तोऽपि जाग्रन्मूत्रणन्यायेन परान् प्रतारयितुं शिवोपासनमेव धर्मत्वेन बोधयन्तो मान्यवचसः कथं भवेयुः?

एवं च सिद्धे त्रैवर्णिकानां विष्णूपासनस्य वैदिकसिद्धान्तत्वे तच्चरणचिन्हत्वेनोर्ध्वपुंड्रधारणस्य तत्प्रियत्वेन तुलसीमालाधारणस्य च स्वतएव प्राप्तेर्भस्मरुद्राक्षधारणं नवैदिकसिद्धान्तसम्मतमित्यप्यर्थादेवासिद्धं भवतीति विज्ञेयं विद्वद्भिर्वैदिकसिद्धान्तानुसारिभिर्निराग्रहैः विशेषस्तु पुस्तके स्पष्टीभविष्यतीत्यलं विस्तरेण.

# ભૂમિકા.

વિવેચન—અત્યંત પ્રસિદ્ધસ્થાન ઉપર બેઠેલા હોવાથી જેનાં વચનો ઉપર લોકો શ્રદ્ધા રાખે છે તેનું સ્વરૂપ કેવું છે તે સર્વને જણાવવાની આહિં જરૂર છે એટલા માટે પોતાના સજાતીય માનનીય આચાર્યવર્ગોમાં અને કાશી વિગેરે સ્થલોમાં રહેલા અત્યંત પ્રસિદ્ધ વિદ્વદ્વર્ગોમાં તેમણે આપેલા નિર્ણયની માન્યતા કેવા પ્રકારની ચાલે છે તે આગબોટમાં બેસી વિલાયત જઇ આવેલા કપોલોને આપેલા નિર્ણય ઉપર શૃંગેરી મઠના અધિપતિ શ્રીમચ્છંકરાચાર્યે નિર્ણય આપેલો છે જેમાં શારદામઠના શંકરાચાર્યે આપેલા નિર્ણયનું અક્ષરશઃ ખંડન કરેલું છે. તેમજ કાશીના સર્વ વિદ્વાનોયે પણ તે બાબતનો નિર્ણય લખેલો છે તેમાં પણ એમનું અક્ષરશઃ ખંડન આવી ગયું છે. જે બન્ને નિર્ણયો છપાઇને પ્રસિદ્ધ થઇ ગયેલા છે. તે ઉપરથી શારદામઠના શંકરાચાર્યે આપેલો નિર્ણય બીજા શંકરાચાર્યો માનતા નથી. તથા શંકરાચાર્યસિદ્ધાંતને અનુસરતા કાશીસ્થ પંડિતો પણ તે નિર્ણયને માનતા નથી. એટલુંજ નહીં પણ તેમના આપેલા નિર્ણયનું ખંડન કરે છે. તેવીજ રીતે સોલાપુરમાં માસિક પત્ર પ્રગટ કરનાર પંડિતો પણ મૂલશંકરાચાર્યના સિદ્ધાંતનેજ અનુસરનારા છે. (શારદામઠના શંકરાચાર્યના સિદ્ધાંતને અનુસરનારા નથી) તેઓએ પણ પોતાના માસિક પત્રમાં શારદામઠના શંકરાચાર્યે આપેલા નિર્ણયનું વિવેચનપૂર્વક ખંડન આપેલું છે. તેનાથી સર્વે લોકો જાણીતા

થયા છે કે તેમણે આપેલો નિર્ણય પંડિત વર્ગોમાં માન્ય થતો નથી જે નિર્ણયનું ખંડન સર્વ ઠેકાંણે છપાઈ પ્રસિદ્ધ થયેલું છે.

આવી રીતિનો નિર્ણય આપનારના વચન ઉપર શાસ્ત્રને નહીં જાણનારા કેવલ શ્રદ્ધામાંજ જડ થઇ ગયેલા પુરૂષોને શ્રદ્ધા થાય છે. પરંતુ આગળ પાછળના નિર્ણયોને જાણનારા ચતુરપંડિતોને તેમણે આપેલા નિર્ણયો ઉપર ( શાસ્ત્ર વિરૂદ્ધ હોવાને લીધે ) શ્રદ્ધા આવતી નથી. તેથીજ તેઓ પોતાને જગદ્ગુરૂ કહેવરાવીનેજ પોતાના સિદ્ધાંતમાં દોરડીમાં સર્પ જેમ કલ્પાય છે તેમ સર્વ જગત્ બ્રહ્મમાં કલ્પાયલું છે. ( જોકે એવી રીતે બ્રહ્મમાં જગત્ કલ્પાયલું છે એમ સિદ્ધ કરવામાં દોરડી ઠેકાંણે બ્રહ્મ સર્પ ઠેકાંણે જગત્ એટલું તો કહી શકે છે. પણ જેને ભ્રાંતિ થઇ તે પુરૂષને ઠેકાંણે કોણ? અંધારામાં ભ્રાંતિ થાય છે તે અંધારાના ઠેકાંણે કોણ? અને સાચા સર્પની સમાન દોરડાનો આકાર હોવાથી તેમાં સર્પની ભ્રાંતિ થાય છે. તે પ્રમાંણે સારું જગત્ બીજું કયાં છે? અને તેને સમાન બ્રહ્મનો આકાર કેવી રીતે સિદ્ધ કરી શકોછો? એ સિદ્ધ કરવામાં ઘણાં દોષો આવે છે. તેથી સિદ્ધ થઈ શકે તેમ નથી. તોપણ ) તેના મત પ્રમાંણે કલ્પિત જગતમાં પોતે પોતાનો નિર્ણય અને પોતાના ઉપદેશને કલ્પિતપણુંજ તે પોતે સૂચવે છે. છતાં તે બાબતને નહી જાણનાર મનુષ્ય તેમનાં વચનમાં શ્રદ્ધા રાખી સંદેહયુક્ત થાય છે. તેમના સંદેહની નિવૃત્તિ માટે આ લેખ લખવાનો પ્રયાસ છે. તેમ જીવે પોતાના અજ્ઞાનથી જગતને કલ્પેલું છે. એમ તેઓ માને છે. તેથી તે જગતની અંદર આવેલા વેદને પણ પોતાના અજ્ઞાનથી કલ્પિતજ જેઓ સ્વીકારે છે. ( અર્થાત જેઓ જગતને અજ્ઞાનથી કલ્પેલું માની ખોટું માને છે તેવી રીતે વેદ પણ જગતની અંદર રહેલા છે એમ તેઓ માને છે ) તેવી રીતે વેદને પણ અજ્ઞાન કલ્પિત માનનારાનો સિદ્ધાન્ત વૈદિક છે. એમ કેવું એ પણ અજ્ઞાનનોજ વિલાસ છે, તેથી તેણે આપેલો નિર્ણય પણ અજ્ઞાનના વિલાસરૂપજ છે તે સ્પષ્ટ સમજાય છે.

જે કોઇ પ્રસિદ્ધ કર્તા છે તે પણ તેવીજ રીતનો જણાય છે. કેમકે તેણે " સર્વ વર્ણાશ્રમીયોને યથાધિકાર ભસ્મરૂદ્રાક્ષનું ધારણ કરવું અને શિવની ઉપાસના કરવી એજ વેદવિહિત છે " એમ લખેલું છે તેના ઉત્તરમાં પણ કાંઇક કહિયે છિયે.

બ્રાહ્મણ--ક્ષત્રિય--અને વૈશ્ય એ ત્રણ વર્ણો દ્વિજ કહેવાય છે. કેમકે પ્રથમ જન્મ માતાના ઉદરથી થાય છે. ને ત્યાર પછી યજ્ઞોપવીતના સંસ્કારથી બીજો જન્મ થાય છે. તેથી તેઓ દ્વિજ કહેવાય છે. એ ત્રણે વર્ણોને દ્વિજપણું પ્રાપ્ત થયા પછી (અર્થાત્ યજ્ઞોપવીત થયા પછી) સંધ્યાવંદનાદિક નિત્યકર્મ અને ગાયત્રી પ્રતિપાદ્ય સૂર્યમંડલાન્તસ્સ્થ નારાયણનું ઉપાસન એ દુંદુભિના નાદપૂર્વક પ્રસિદ્ધ વૈદિક સિદ્ધાન્ત છે. અને સંધ્યાવંદનમાં સૂર્યનારાયણ તથા અગ્નિહોત્રાદિક સોમાંતયજ્ઞમાં "**यज्ञो वै विष्णुः**" એ શ્રુતિમાં પ્રતિપાદિત યજ્ઞનારાયણનું ઉપાસન છે તેથી જે દ્વિજોને અવશ્ય કર્તવ્ય નિત્યકર્મ છે તેમાં તો નારાયણરૂપ વિષ્ણુનુંજ ઉપાસન દુંદુભિના નાદથી સિદ્ધ છે. તેને છોડી દઈ શિવોપાસનના બોધ કરનારાઓ પોતાનો સિદ્ધાન્ત અવૈદિક છે એમ સ્પષ્ટ બતાવી આપે છે ( કેમકે ઉપર બતાવ્યા પ્રમાણે દ્વિજોનું નિત્યકર્મ સંધ્યાવંદનથી

આરંભીને અગ્નિહોત્ર લઇને સોમાંત સુધીનું વેદસિદ્ધ છે. તેમાં નો નારાયણરૂપ વિષ્ણુનું ઉપાસનજ સ્પષ્ટ પ્રતિપાદિત છે. તેને છોડીને શિવાદિ બીજા દેવતાઓનું ઉપાસન વૈદિક સિદ્ધાંત છે એમ બતાવનાર અવૈદિક સિદ્ધાંતનોજ બોધ કરે છે. એ સ્પષ્ટ દેખાય છે) તે છતાં આમ્નાયતત્વતરંગિણી પ્રસિદ્ધ કરનારને તે અભિપ્રાયનું જ્ઞાન નહી હોવાથી તેને વેદવિહિતપણું ઠોકી પાડયું છે. પરંતુ એ વેદની પ્રથમ અ અક્ષર મૂકીને અવેદવિહિત એમજ સમજવું જોઇયે તેમ ગાયત્રીમાં (જોકે પરબ્રહ્મનુંજ પ્રતિપાદન છે. તોપણ) સર્વ સાધારણ વિદ્વદ્વર્ગની માન્યતા પ્રમાણે પણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, ને લય, કરવારૂપ ધર્મને બતાવીને સૂર્યમંડલની અંદર રહેલા નારાયણનુંજ ધ્યાન સર્વ વિદ્વાનો સ્વીકારે છે તેથીજ.

**“ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः॥ केयूरवान्मकरकुंडलवान् किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः १**

**અર્થ**—સૂર્ય મંડળના મધ્યમાં રહેનાર, કમલના આસન ઉપર બિરાજનાર, શ્રીહસ્તમાં બાજુબંધ ધરનાર, કર્ણમાં મકરાકૃતિ કુંડલ ધરનાર, કંઠમાં હાર જેને શોભે છે. તેવા ચોખ્ખા સુવર્ણની માફક જેમનું પ્રકાશિત શ્રીઅંગ છે. એવા અને શંખ ચક્રને ધારણ કરનાર નારાયણ સદા ધ્યેય છે. એટલે સર્વદા નારાયણનું અમે ધ્યાન કરિયે છીયે.

આ શ્લોક સર્વ વિદ્વદ્વર્ગમાં પ્રસિદ્ધ છે. અને સૂર્ય મંડલમાં પરબ્રહ્મ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનું પ્રતિપાદન તો વ્યાસ ચરણે બ્રહ્મસૂત્રમાં “**अन्तस्तद्धर्माधिकरणादिक**” માં સ્પષ્ટ રીતે કરેલું છે. તે પ્રમાણે પણ શિવોપાસન સિદ્ધ થતું નથી.

વેદ ભણવાનો આરંભ કરતી વખત અને વેદ પારાયણના આરંભ કરતી વેળા પણ પ્રથમ ‘**हरिः ओम्**’ આવો ઉચ્ચાર કરીનેજ સર્વદા વૈદિકજનો પ્રારંભ કરે છે. કોઇ દિવસે ‘**शिवः ओम**’ આમ ઉચ્ચાર કરીને પ્રારંભ કરતા નથી. તેમ સંધ્યાથી આરંભીને સોમયજ્ઞ પર્યંત જે વેદમાં નિત્યકર્મો લખેલાં છે તે કરતાં કરતાં કાંઇ ભૂલ થાય અથવા ન્યૂનાતિરિક્ત રહી જાય તેના દોષની નિવૃત્તિ માટે પણ ભૂલ થતી વખતે અને સમાપ્તિમાં ‘**न्यूनातिरिक्त दोषपरिहारार्थं**’ વિષ્ણુસ્મરણજ શૈવ તથા વૈષ્ણવ સર્વ વૈદિક ધર્મમાં અગ્રણી વિદ્વાનો કરે છે. શિવાદિ અન્ય દેવોનું સ્મરણ કરતા નથી. એ સુપ્રસિદ્ધ શિષ્ટાચાર કોઇ વિદ્વદ્વર્ગથી અજાણ્યો નથી. તેમ પ્રાતઃસ્નાન વખતે તથા તીર્થ સ્નાનાદિકમાં પ્રથમ ‘**ओं विष्णुः विष्णुः विष्णुः**’ એવી રીત વિષ્ણુ સ્મરણજ કરીને સંકલ્પાદિક કરાય છે. તે બાબત પણ પંડિતોની જાણ બાહેર નથી.

એવી રીતે સર્વ વૈદિક કર્મોમાં સર્વદા પ્રાતઃસ્નાનથી આરંભીને મધ્યમાં અને અંતમાં પણ વિષ્ણુસ્મરણનુંજ વિધાન વેદવિહિત હોવાથી વિષ્ણુનું ઉપાસનજ કરવું એ સર્વ વેદાધિકારીયોને અવશ્ય કર્તવ્ય વૈદિક સિદ્ધાંત છે. બીજા દેવોનું ઉપાસન વૈદિક સિદ્ધાંત નથી. એ પ્રમાણે સામાન્ય રીતે સર્વ સાધારણ વિષ્ણુપાસનજ વૈદિક સિદ્ધાંત છે. એમ દેખડાવી આપ્યું છે.

જે જે દેવતાના મંત્રનો ઉપદેશ કે દીક્ષા લઇને ઉપાસન કરવાનુ મંત્રશાસ્ત્રમાં લખેલું છે. તે તેની તેની દીક્ષાથી વિશેષ ધર્મ બતાવેલો છે. તે વિશેષ ધર્મનાં ઉદ્દેશથી જે કાંઈ વચનો લખેલાં હોય તે વચનો બતાવીને એનાથી સર્વ સાધારણ વૈદિક ધર્મપણું સિદ્ધ કરતા હોય તે વૈદિક ધર્મનાં સ્વરૂપને સમજતાજ નથી એ સ્પષ્ટ પ્રકાશિત થાય છે. તે સર્વ બાબત તે તે પ્રસંગમાં આજ પુસ્તકમાં સ્પષ્ટ થઇ જશે. તેથી જ આમ્નાયતત્વતરંગિણી કરનારે પણ પોતાના પુસ્તકમાં શ્રીમાલી બ્રાહ્મણોને નારાયણ સ્મરણ લખીનેજ આશીર્વાદ લખેલ છે. પણ શિવાદિક બીજા દેવનું સ્મરણ લખ્યું નથી. કેમકે સંન્યાસાશ્રમમાં પણ નારાયણસ્મરણનૂંજ વિધાન છે અને તે નારાયણસ્મરણ સર્વ સન્યાસીયોમાં પણ પ્રસિદ્ધ રીતે પરિપાટીથી ચાલ્યું આવે છે. તેથી પોતે વિષ્ણુપાસનની રીતિને અનુસરે છે તો પણ જાગતાં પેશાબ કરતા હોય તેવી રીતે બીજાઓને છેતરવા માટે શિવોપાસન વૈદિક ધર્મ છે. આમ બતાવતા હોય તો તે કેમ માની શકાય ? અર્થાત્ નજ માની શકાય.

એવી રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણે વર્ણોને વિશ્ણુપાસનજ કરવુ એજ વૈદિક સિદ્ધાંત છે એવું સિદ્ધ થાય છે. એમ સિદ્ધ થયું એટલે વિષ્ણુના ચરણ ચિન્હપણાયે કરીને ઉર્દ્ધપુંડનું ધારણ અને તુલસીમાલા ધારણ એ પણ વૈદિક સિદ્ધાંત છે એમ સ્વતઃ સિદ્ધ થવાથી ભસ્મ રૂદ્રાક્ષ ધારણ વૈદિક સિદ્ધાન્ત નથી એ અર્થાત્ આક્ષેપથી સિદ્ધ થાય છે. એમ વૈદિક સિદ્ધાંતને અનુસરનારા આગ્રહ રહિત વિદ્વાનોયે તટસ્થ રીતે સમજવાનું છે. આ વાત આજ ગ્રંથમાં આગલ વિશેષ સ્પષ્ટ થશે. તેથી જ મૂળ શ્રીમચ્છંકરાચાર્યે ભસ્મ રૂદ્રાક્ષ ધારણનો આગ્રહ અથવા તેને પ્રતિપાદન કરનારા માધવતીર્થે લખેલાં વાકયો કયાંય પણ બતાવેલાં નથી. એજ શારદા મઠના શંકરાચાર્યના લેખને નિર્બલ કરે છે. ભસ્મ રૂદ્રાક્ષ ધારણ શિવ દીક્ષાવાળા શૈવોને કયાંય પણ લખેલું છે. તેનું (એટલે તે શૈવ મતનું) તો મૂલશ્રીમચ્છંકરાચાર્યે ખંડન કરેલું છે.

આ આમ્નાયતત્વતરંગિણીમાં જે કેટલાંએક અસભ્યતા ભરેલા શબ્દો વાપરેલા છે તે તેના મતમાં સજાતીયને સજાતીયનૂંજ જ્ઞાન થાય છે વિજાતીયનું જ્ઞાન થતું નથી તે પ્રમાણે પોતે જેવા હોય તેવુંજ જ્ઞાન થાય અને તે પ્રમાણેજ વાકયરચના કરે તેમાં કાંઇ અમારી ક્ષતિ નથી. અને તેનાથી જે સત્ય ધર્મના આગ્રહીયો છે તેના ચિત્તની વૃત્તિ ચલાયમાન થતી નથી જ.

ભાષાન્તર કર્તા.

---

# आम्नायतत्त्वभास्करः॥

मायावादमहान्धकारतरणिः प्रोद्यत्प्रतापानलप्रज्वालीकृतदुर्मतद्रुमवनो दुर्वाददाहोद्यतः ॥ कार्याकार्यविचारचारुचतुरप्रज्ञैकभक्तप्रियः श्रौतस्मार्तनिरूपको विजयते श्रीवाक्पतेर्वाक्कणः ॥ १ ॥

अयि कपडवंजस्थाः परमभागवता त्रैवर्णिकवैष्णवाः! भवद्भिस्तत्र भवन्तो भस्मरुद्राक्षधारणशिवोपासनाविधानाग्रहला भवन्तो वैष्णवोपदेशवतामपि द्विजानामूर्ध्वपुंड्रतुलसीमालाधारणनिषेधपूर्वकं भस्मरुद्राक्षत्रिपुंड्रधारणमुपदिशन्तस्तिष्ठन्ति शारदापीठस्थाः शंकराचार्यास्तैश्च नन्दुरबारग्रामवास्तव्यसामवेदकौथुमीशाखीयश्रीमालिब्राह्मणज्ञात्युद्देशेन कल्पितपुस्तकं भवद्भ्यो दत्तं यदत्र प्रेषितं तदवलोक्य तत्रत्यवृत्तान्तमपि कर्णोपकर्णन्यायेन कर्णगोचरं विधाय निधाय च तदभिप्रायं हृदि ममभूद्विस्मयाविष्टं चेतः। यतस्तन्मूलभूतश्रीमच्छङ्कराचार्यैर्न कदाचित् ब्राह्मणजातिबहिष्कारविभीषिकाप्रदर्शनपूर्वकं भस्मरुद्राक्षधारणाग्रहो दर्शितस्तादृशो लेखो वा प्रकटीकृतः। स्वाभिमतप्रत्यग्ब्रह्मैक्यानुसन्धानविनाशकत्वात् तदाचरितसरणिमपहाय शैवसरणिमनुसरन्तः शङ्कराचार्यपदभाज इत्यतीव चित्रमिव भाति तैस्तु

"रज्जुसर्पवदनाद्यविद्यया यत्र कल्पितमतात्विकं जगत् ॥
तत्परं किमपि वस्तु गोकुले नन्दवेश्मनि निलीय तिष्ठति ॥१॥"

सत्यज्ञानादिप्रतिपादितपरमानन्दगोविन्दाष्टके च "मृत्स्नामत्सीहेति यशोदाताडनशैशवसन्त्रासं" इत्यत्र श्रीनन्दयशोदागृहविराजितश्रीकृष्णस्य षट्पद्याञ्च स्पष्टतया श्रीविष्णोरेव श्रद्धापूर्वकं प्रार्थनस्य प्रसिद्धतया विहितत्वेन तादृग्भावमपहाय शिवोपासनाग्रहेण तद्विरुद्धां सरणिमुपदिशन्तीति तदीयः सिद्धान्तः कोवा? तत्सिद्धान्तग्रन्थे च कस्मिन्नेवंविधप्रतिपादनं? इति ते प्रसिद्धेयुस्तदैव तद्वचांसि भवेयुरुत्तरणीयानि माननीयानि च तदनुसारिणामन्यथा तु दशहस्ता हरीतकीतिन्यायेनोपेक्षणीयान्येव भवेयुर्यद्यप्यथापि तद्वचनजमुग्धमोहनिवृत्त्यर्थमुच्यते किञ्चित् ॥

सर्वत्र कल्युत्पादकास्तएवेत्यनुभूतं सर्वैरन्यमार्गीयैस्सह धोलकास्थशङ्कराचार्यैः सत्रा च कल्युत्पादनप्रसङ्गे सांप्रतप्रसङ्गइव अतो नैव विधेयो मनसि खेदः स्वस्वरूपमेवारोप्यते कलिमूर्तित्वकथनेन भवत्सु तैरिति स्वधर्मबद्धाग्रहैः स्तुतिनिन्दौदासीन्येन स्वश्रेयः प्रापकधर्मपरायणतयैव स्थीयते उक्तञ्च—

"वाचं कर्णसुधां व्यनक्तु सुजनस्तस्मिन्न मोदामहे
वक्तां वाचमसूयको विषमुचं तस्मिन् न खिद्यामहे ॥
या यस्य प्रकृतिः सतां वितनुतां किन्नस्तया जायते
कुर्मस्तत्खलु कर्म जन्मानगडच्छेदाय यज्जायते १
इत्यादिवचनानुसारेण स्वधर्मपरतयैव स्थेयं सुजनैः

શ્લોકાર્થ—માયાવાદરૂપી મોટા અંધકારનો નાશ કરવામાં સૂર્યરૂપ, પ્રગટ થતા પ્રતાપરૂપ અગ્નિથી જેમણે દુર્મતરૂપ વૃક્ષાનું વન બાળી નાખેલ છે, દુર્વાદનો દાહ કરવામાં જે ઉદ્યત છે; આ કરવા યોગ્ય છે અને આ કરવા યોગ્ય નથી એવો વિચાર કરવામાં મનોહર તથા ચતુર જેઓની બુદ્ધિ છે એવા અનન્ય ભક્તોને જે પ્રિય છે; અને શ્રુતિપ્રતિપાદિત તથા સ્મૃતિપ્રતિપાદિત ધર્મનું (નિબંધાદિકમાં) યથાર્થરૂપ બતાવીને નિરૂપણ કરનાર એવા વાણીના પતિરૂપ શ્રી આચાર્યજીની વાણીના કણ (લેશ) સર્વ કરતાં વિશેષ જય કરી રહ્યા છે—(૧)

લેખનું વિવેચન—અહો કપડવંજના રહેનારા. પરમ ભગવદ્ભક્ત. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય જાતિના વૈષ્ણવો! ત્યાં કપડવણજમાં હાલ આવેલા, ભસ્મરૂદ્રાક્ષત્રિપુંડ્રધારણ તથા શિવોપાસનનું વિધાન કરવાના આગ્રહને લાભ સમજનારા વૈષ્ણવમંત્રના ઉપદેશવાળા દ્વિજોને પણ ઉર્ધ્વપુંડ તથા તુલસીમાલા ધારણનો પ્રથમ નિષેધ કરીને ભસ્મરૂદ્રાક્ષ—ત્રિપુંડ્રધારણ કરવાનો ઉપદેશ કરતા એવા શારદા પીઠસ્થશંકરાચાર્ય (હાલ) આહીં રહે છે તેમણે નંદુરબાર ગામમાં રહેનાર કાથુમી શાખાના શ્રીમાલી બ્રાહ્મણની જ્ઞાતિના ઉદ્દેશથી રચેલું પુસ્તક તમોને આપ્યું જે તમોયેં વાંચીને આંહી મોકલ્યું છે. તે પુસ્તક વાંચીને તેમજ ત્યાંનું સર્વ વૃત્તાંત પણ એકથી બીજાને કાને ચાલતાં આંહી આવ્યું તેને પણ સાંભળીને અને તેનો અભિપ્રાય હૃદયમાં સ્થાપીને વિસ્મયયુક્ત ચિત્ત થયું છે. કેમકે તેમના મૂલભૂત શ્રીમચ્છંકરાચાર્યે કોઈ દિવસ પણ બ્રાહ્મણોને જાતિથી બહાર મુકવાનો ભય બતાવીને ભસ્મરૂદ્રાક્ષ ધારણનો આગ્રહ દેખાડ્યો નથી અથવા તેવો લેખ પ્રગટ કર્યો નથી. તેનું કારણ એટલુંજ છે કે તેમને બ્રહ્મની સાથે એકતાનું અનુસંધાન કરવુંજ અભિમત હતું. તેનો આવા દુરાગ્રહમાં પડવાથી નાશ થાય. તેવી રીતે મૂલપુરૂષ શંકાચાર્યની વર્તવાની રીતિ હતી. તે રીતિને છોડીને આગ્રહી શૈવમતની રીતિને અનુસરનારા છતાં શંકરાચાર્યના સ્થાનને ભોગવે છે એ બાબત અત્યંત આશ્ચર્ય જેવી લાગે છે કેમકે મૂલભૂત શંકરાચાર્યેતો શ્રીનંદયશોદાજીના ઘરમાં બિરાજતા શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ છે એમ માનીને તેમની સ્તુતિ કરેલી છે. અને તેમાં કહેલ છે કે "દોરડીમાં સર્પની પેઠે જે શ્રીકૃષ્ણમાં અનાદિ અવિદ્યાયેં કરીને અતાત્વિક જગત કલ્પાયેલું છે તે કાંઇ પણ—પરવસ્તુ શ્રીગોકુલમાં શ્રીનંદરાયજીના ઘરમાં સંતાઇને રહેલ છે" એવી રીતે પરબ્રહ્મપણું શ્રીકૃષ્ણનું તેમણે બતાવેલું છે. અને એમણે ગોવિંદાષ્ટક કરેલું છે. તેમાં સત્યજ્ઞાનાનંતાદિરૂપ પરમાનંદ ગોવિં-

દને પ્રકર્ષે કરીને નમો (અર્થાત તદેકપ્રવણ ચિત્ત કરીનેજ ભજો) એવું અષ્ટક કરેલું છે. તેમાં "હે પુત્ર! માટી કેમ આંહીખાઓ છો! એમ કહેવાથી યશોદાજી તાડન કરશે એવું દેખાડીને બાલકની રીતિ પ્રમાણે જેમણે પોતાના સ્વરૂપમાં બાલભાવનો ત્રાસ બતાવ્યો છે" એવી રીતે વર્ણન કરેલું છે. તેમાં એમ સમજવાનું છે કે બાલભાવનું અનુકરણ કરતાં છતાં પરબ્રહ્મજ છે એવો ભાવ શંકરાચાર્યે બતાવ્યો છે. અહીં એટલી વાત અવશ્ય યાદ રાખવાની છે કે જ્યારે શ્રીકૃષ્ણ સાત વર્ષના હતા ત્યારે ઇંદ્રે કરેલી વૃષ્ટિનું નિવારણ કરવા માટે શ્રીગોવર્દ્ધન પર્વત ધારણ કરેલ છે ત્યારે ઇંદ્રમાનરહિત થઇ શ્રીકૃષ્ણ પાંસે આવીને સ્તુતિ કરવા લાગ્યો. અને છેવટ પોતાના વાહનરૂપ ઐરાવત હાથીની સૂંઢમાં આકાશગંગાનું જલ લાવી તથા કામદુઘાના દૂધથી અભિષેક કરી ગોવિંદ એવું નામ ધરાવ્યું છે. તેથી ગોવિંદ શબ્દ નંદયશોદાના પુત્ર શ્રીગોકુલમાં રહેનાર શ્રીકૃષ્ણનેજ કહેલો છે. તેમની ઉપર શ્રીશંકરાચાર્યની શ્રદ્ધા સંપૂર્ણ હતી એમ આ ગોવિંદાષ્ટક તથા ભજગોવિંદ એ ચર્પટપંજરીથી સ્પષ્ટ સિદ્ધ થાય છે. અને "**अविनयमपनय विष्णो**" એ ષટ્પદીમાં શ્રદ્ધાપૂર્વક વિષ્ણુનુંજ પ્રાર્થન કરેલું છે એ સર્વત્ર પ્રસિદ્ધ છે. એવા ભાવને છોડી દઇને શિવોપાસનના આગ્રહવડે એનાથી વિરૂદ્ધ માર્ગનો ઉપદેશ કરે છે. તેથી તેમનો સિદ્ધાંત કયો છે? તેના સિદ્ધાંતના મૂલ પ્રવર્તક કોણ છે? અને તેમના કરેલા કયા સિદ્ધાંત ગ્રંથમાં પ્રતિપાદન કરેલ છે. એમ જો તેઓ પ્રસિદ્ધ કરે તોજ તેનું ઉત્તર આપવા યોગ્ય છે. અને તેને અનુસરનારાઓને એમનાં વચન માનવા યોગ્ય છે નહીંતો એ ત્રણ બાબત પ્રસિદ્ધ ન કરે તો "દશ હાથની હરડે થાય" એમ કોઈ બોલે તેનાં વચનની લોકો જેમ ઉપેક્ષા કરે અને માને નહી. તેવીજ રીતનાં જો કે આ શંકરાચાર્યના વચન ગણાય તો પણ તેમના વચનોથી નહી જાણનાર લોકોને મોહ થાય તેની નિવૃત્તિ માટે કાંઇક આંહી લખિએ છિયે.

સર્વ જગાએ તે શંકરાચાર્યજ કલેશ ઉત્પન્ન કરે છે એ વાત સર્વના અનુભવમાં આવિ ગએલ છે. કેમકે તેઓ એ સ્વામિનારાયણના ધર્મમાં રહેનારા લોકો સાથે મોહોટો કલેશ કર્યો હતો તે જગ જાહેર છે. અને તેમાથી જે ફલ મલ્યું તે પણ કોઇના જાણવા બાહેર નથી. તેવીજ રીતે ધોળકાવાળા શંકરાચાર્ય સાથે તેણે કલેશ ઉપાડયો હતો. તેનું ફલ પણ પરિણામમાં એવુંજ આવ્યું તે પણ સર્વના જાણવામાં છે. જેમ હમણાં ત્યાના બ્રાહ્મણો ઉપર કલેશ ઉપાડયો છે તે તેનો સ્વભાવ છે. તેથી તે કલેશ ઉપાડે છે તેમાં તમારે મનમાં કલેશ રાખવો નહીં. તેમ તમને કલિભૂતરૂપ લખ્યા છે તે પણ પોતાનાજ સ્વરૂપનો તમારામાં આરોપ કર્યો છે. કેમકે તેના મતમાં પોતાના આભાસથીજ બીજાનું જ્ઞાન થાય છે. એમ માનેલું છે. માટે તે બાબતમાં તમારે કાંઇ ખેદ રાખવો નહી. સ્વધર્મમાં જેમને દૃઢ આગ્રહ છે. તેઓ પોતાની સ્તુતિ કરે અથવા નિંદા કરે તેમાં હર્ષ કે ખેદ નહીં કરતાં પોતાને શ્રેય પ્રાપ્ત કરનાર ધર્મમાં પરાયણ થઇનેજ રહે છે. વિદ્વાને કહેલ છે "કાનમાં અમૃત જેવી વાણી સુજન માણસ સંભળાવે એમાં અમો રાજી થતા નથી. અને નિંદાખોર ઝેરના વરશાદ જેવી વાણી બોલે તેમાં અમો ખેદ પામતા નથી. જેવી જેની પ્રકૃતિ છે તેવી તે પોતાની પ્રકૃતિનો

વિસ્તાર કરો અમને તેનાથી શું થાય છે. અમે તો આ જન્મરૂપી જે બેડી તેને કાપવા માટે જે ક્રિયા છે તે કર્યા કરિયે છીયે" ઈત્યાદિ વચનને અનુસારે સુજન માણસે પોતાના ધર્મમાં દૃઢ પરાયણ થઇને રહેવું.

अथ प्रकृतं विचार्यते यच्चोक्तमूर्ध्वपुंड्रकंठीधारणयोर्वेदवैदिकप्रस्थानेषु कुत्राप्यनुपलंभात् सर्वथा अवैदिकत्वमेवेति निश्चयः तस्माद्वैदिकधर्माधिकृतैस्त्रैवर्णिकैरेतदद्वयं कदाचिदपि नधार्यं इतितत्रोच्यते। अयञ्च लेखकस्त्वसर्वज्ञत्वाभिमानसूचकत्वेनानाभिज्ञताद्योतक एव नहि ते सर्ववेदपारगाः यत्कुत्राप्यनुपलंभादिति वदन्ति ? लिखंति च-तथाथर्वणोपनिषदि-ओंनमस्कृत्य भगवन्तं नारदः सर्वेश्वरं वासुदेवं पप्रच्छ श्रीभगवन्नूर्ध्वपुंड्रविधिं द्रव्यमन्त्रस्थानादिसहितं मे ब्रूहीति तं होवाच भगवान् वासुदेवः इत्युपक्रम्य विस्तरतः सर्वं निरूपितं अन्येतु कठशाखोक्तवचनान्यप्याहुः "धृतोर्ध्वपुंड्रः कृतचक्रधारी विष्णुं परं ध्यायति यो महात्मा ॥ स्वरेण मंत्रेण सदा हृदि स्थितं परात्परं यन्महतो महान्तम् ॥महोपनिषदि धृतोर्ध्वपुंड्रः परमेशितारं नारायणं सांख्ययोगाधिगम्यं॥ स्मृत्वा विमुच्येत नरः समस्तैः संसारपाशैरिह चैव विष्णुः॥ आथर्वणे हरेः पादाक्रांतिमात्मनो हिताय मध्येच्छिद्रं ऊर्ध्वपुंड्रं यो धारयति स परस्य प्रियो भवति स पुण्यवान् भवति स मुक्तिवान् भवतीति आथर्वणोपनिषदि गोपीचन्दनपापघ्न विष्णुदेहसमुद्भव॥ चक्राङ्कितनमस्तुभ्यं धारणान्मुक्तिदो भव इति प्रार्थनं इमं मे गंगेति जलमादाय विष्णोर्नुकमिति मर्दयेत् अतो देवा अवन्तु न इत्येताभिर्ऋग्भिर्विष्णुगायत्र्या त्रिवारमभिमन्त्र्य शंखचक्रगदापाणे द्वारकानिलयाच्युत॥ गोविन्दपुण्डरीकाक्ष रक्ष मां शरणागतमितिध्यात्वा गृहस्थो ललाटादिद्वादशस्थलेष्वनामिकाङ्गुल्या विष्णुगायत्र्या केशवादिद्वादशनामाभिर्वा धारयेत् ब्रह्मचारी वानप्रस्थो ललाटकण्ठहृदयबाहुमूलेषु वैष्णव्या गायत्र्या कृष्णादिपञ्चनामाभिर्वा धारयेत् यतिस्तर्जन्या शिरोललाटहृदयेषु प्रणवेन धारयेत् इति मदनपारिजाते तृतीयस्तवके ब्रह्मपुराणे "ऊर्ध्वपुंड्रं द्विजः कुर्यात् क्षत्रियस्तु त्रिपुंड्रकम् ॥ अर्धचन्द्रस्तु वैश्यस्य वर्तुलं शूद्रजातिष्वेति। आथर्वणे तं होवाच भगवान्वासुदेवः वैकुण्ठस्थानोद्भवं मम प्रीतिकरं मद्भक्तैर्ब्रह्मादिभिर्धारितं विष्णुचन्दनं वैकुण्ठस्थानादाहृत्य द्वारकायां मया प्रतिष्ठितं चन्दनं कुङ्कुमादिसहितं विष्णुचन्दनं ममाङ्गे प्रतिदिनमालिप्तं गोपीभिः प्रक्षालनात् गोपीचन्दनमाख्यातमित्यादीभिर्निरूप्य चतुर्वर्गफलप्रदामित्यादिना गोपीचन्दनस्यापि भगवत्प्रसादभूतकुङ्कुमेनैव महात्म्यं श्रावितमिति तत्प्रसादभूतगुलालकुङ्कुमचन्दनादेः चतुर्वर्गफलप्रदत्वे का वा शङ्का नाम॥ आचारप्रकाशभट्टोजिदीक्षिताह्निककमलाकराह्निकाचारमयूखादिषु च स्थानविशेषेणाकारविशेषः स्मर्यते

निटिले बाहुवच्चैव दण्डवत्कर्णपल्लवे ॥ हृदये कमलाकारमुदरेदीपवाल्लिखेत् ॥ वेणुपत्रसमाकारं बाहुमध्ये समालिखेत् ॥ अधःपृष्ठे स्कन्धदेशे लिखेज्जम्बुफलाकृतिमिति ॥ निटिले ललाटइत्यर्थः। पद्मपुराणे उमां प्रति शिववाक्यं महाभागवतः शुद्धः पुंड्रं हरिपदाकृति ॥ दण्डाकारन्तु वा देवि धारयेदूर्ध्वपुंड्रकम् ॥ इति अवतारवादावलिभागवततत्वभास्करादिषु महानिबन्धेषु पाद्मे एकान्तिनो महाभागाः सर्वभूतहितेरताः ॥ सान्तरालं प्रकुर्वन्ति पुंड्रं हरिपदाकृति ॥ ऊर्ध्वपुंड्रमृजु सौम्यं सुपार्श्वं सुमनोहरम् ॥ दण्डाकारन्तु शोभाढयं मध्येछिद्रं प्रकल्पयेत्। ऊर्ध्वपुंड्रस्य मध्ये तु विशाले सुमनोहरे ॥ सान्तराले समासीनो हरिस्तत्र श्रिया सह ॥ निरंतरालं यः कुर्यादूर्ध्वपुंड्रंद्विजाधमः ॥ स हि तत्र स्थितं विष्णुं श्रियं चैव व्यपोहति ॥ अच्छिद्रमूर्ध्वपुंड्रं तु ये कुर्वन्ति द्विजातयः ॥ ते ललाटे तु सततं शुनः पादं न संशय इत्याद्युक्तम्। तथा च धर्मशास्त्रेष्वपि प्रसिद्धनिर्णयसिन्धौ-श्राद्धप्रकरणे ततः कर्ता ऊर्ध्वपुंड्रं कुर्यात् जपे होमे तथा दाने स्वाध्याये पितृकर्मणि तत्सर्वं नश्यति क्षिप्रमूर्ध्वपुंड्रं विनाकृतमिति हेमाद्रावुक्तेः यज्ञो दानं जपो होमः स्वाध्यायः पितृकर्मच ॥ वृथा भवति विप्रेन्द्रा ऊर्ध्वपुंड्रं विना कृतमिति ब्रहन्नारदीयादित्युक्तम् ॥ अग्रे च ऊर्ध्वपुंड्रं द्विजातिनामग्निहोत्रसमो विधिः इत्यनेनाग्निहोत्रानुकल्पत्वमूर्ध्वपुंड्रस्य निरूप्य श्राद्धकाले तन्निषेधवाक्यान्यन्यमतत्वेनोपन्यस्य पृथ्वीचन्द्रस्तु पुंड्रं त्रिपुंड्रमित्युक्त्वा ऊर्ध्वन्तु तिलकं कुर्यान्न कुर्याद्वै त्रिपुंड्रकम् निराशाः पितरो यान्ति दृष्ट्वा चैव त्रिपुंड्रकं। इति वृद्धपराशरोक्तेः। माधवीये च सत्यव्रतः ऊर्ध्वपुंड्रमृजु सौम्यं ललाटे यस्य दृश्यते ॥ स चण्डालोऽपि शुद्धात्मा पूज्य एव न संशय इति इदं मदनपारिजातधर्मप्रवृत्तिकर्मानन्दमन्दारकमलाकराह्निकादिष्वपि संगृहीतं अतएव वाजसनेयीशाखीयानामतिमाननीयाचारादर्शनागदेवकृताचारप्रदीपादिषु तेषामेवाह्निकनिरूपकग्रन्थादिषु चोर्ध्वपुंड्रस्यावश्यकत्वप्रतिपादनात् तैस्तु सर्वथा सदैवोर्ध्वपुंड्रं विधेयमन्यथा यज्ञजपहोमदानस्वाध्यायश्राद्धादिकरणस्य वैफल्यापत्तेः॥ ननु पाद्मे विप्राणामूर्ध्वपुंड्रं स्यात्तिलकन्तु महीभृतः। पट्टाकारन्तु वैश्यानां शूद्राणान्तु त्रिपुंड्रकमित्यादिवाक्येषु ब्राह्मणानामेवोर्ध्वपुंड्रं नियम्यते नतु क्षत्रियादिनां तर्हि भवत्सांप्रदायिकैः क्षत्रियादिभिरपि कथमूर्ध्वपुंड्रमेव धार्यतेइति चेन्मैवं ब्राह्मणानां तु जात्या सिद्धधर्मबोधनार्थत्वात् क्षत्रियादिनां तु वचनान्तरैराकारभेदस्यापि दर्शनात् तेषामाकारेविकल्पस्यैव दर्शनात्अग्निहोत्रानुकल्पस्य द्विजातिमात्रपरत्वेन बोधनात् क्षत्रियवैश्ययोरप्यूर्ध्वपुंड्रस्यैव धारणत्वस्यैव प्राप्तेः किं पुनर्विष्णुमन्त्रोपदेशवतां चातुर्वर्णिकानाम् ॥ एवञ्च सर्वत्रोपलभ्भात् कुत्राप्यनुलंभादिति हेतोः सत्प्रतिपक्षत्वेन असत्त्वमेव ज्ञेयम् किञ्च वेदवैदिकप्रस्थानेष्वितिलेखे वेदेभ्यो वैदिकप्रस्थानानि भिन्नान्यभिप्रेतान्याभिन्नानि

वा ? आद्ये वेदोपबृंहकत्वेनेतिहासपुराणान्येवाभिप्रेतानि स्युस्तत्र तु कण्ठरवेण तुलसीमालोर्ध्वपुंड्रधारणयोः परःसहस्रवाक्येष्वत्याग्रहपूर्वकं प्रतिपादनादपि सत्प्रतिपक्षदूषित एव हेतुः द्वितीयेऽपिआथर्वणादिप्रतिपादितमन्त्रेषु दर्शनात् अपि तथैव हेतुः। वेदशब्दस्य च वैयर्थ्यापत्तिः नच भगवद्गीतायां व्याससूत्रे चानुपलंभात् सत्प्रतिपक्षदूषित इति वाच्यं तल्लिखितवाक्यप्रतिपादितभस्मरुद्राक्षधारणस्यापि तल्लेखेनैव त्रैवर्णिकाधारणत्वस्य प्राप्तेर्न किञ्चदेतत् अतएव दिग्विजयेऽपि टीकायां वैष्णवान् प्रति श्रीमच्छङ्करवाक्यानि.

अवश्यमूचे त्वया कार्यं चिन्हानां धारणं तदा ॥
कपोलयोर्गले चैव शंखेण गरुडेन च ॥ १ ॥
अङ्कनं कुरु कर्मेन्द्रियप्रधाने भुजद्वये ॥
कपोलद्वितये चैव ज्ञानेन्द्रियसमीपगे ॥ २ ॥

तथा वह्निसेवकान्प्रति ॥ तस्माद्यूयं वह्न्यधीनं हि कर्म कुर्वन्तोऽस्मिन् विष्णुमाराधयन्तः ॥ शुद्धाद्वैते तत्परा यास्यथाद्धा मुक्तिं प्रोक्ता एवमाचार्यवर्यैः ॥

एवं सर्वत्र विष्णवाराधनस्य च सर्वशास्त्रदुन्दुभिघोषसिद्धत्वात् कुत्राप्यनुपलंभादिति हेतुना ऊर्ध्वपुंड्रतुलसीमालाधारणयोरवैदिकत्वं साधयन्तः स्वस्यैवावैदिकत्वं बोधयन्ति ॥

વિવેચન. હવે ચાલતા પ્રસંગ ઉપર વિચાર કરિયેં છિયેં પ્રથમ આમ્નાયતત્વતરંગિણીમાં લખ્યું છે કે ઉર્ધ્વપુંડ અને કંઠીધારણ ક્યાંય વેદમાં કે વૈદિક પ્રસ્થાનોમાં લખેલું નથી. માટે બિલકુલ તે ઉર્ધ્વપુંડ કંઠીધારણને અવૈદિક પણુંજ છે. એવો નિશ્ચય છે. માટે વૈદિક ધર્માધિકારિયોયે (વેદ ધર્મને અનુસરનારાઓયેં) અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યોયેં ઉર્ધ્વપુંડ કે કંઠીધારણ આ બે કાર્ય ક્યારે પણ કરવાં નહી. એમ લખ્યું છે તે ઠેકાંણે કેહેવામાં આવે છે કે આ લેખ (એટલે ઉર્ધ્વપુંડ અને કંઠીધારણ ક્યાંય વેદમાં કે વૈદિક પ્રસ્થાનોમાં છેજ નહી. તે લેખ) પોતાને સર્વજ્ઞપણાના અભિમાનને સૂચવવાથી અજાણ્યા પણાને સૂચવનારો અર્થાત્ પ્રકાશ કરનારોજ છે. કારણ કે વેદમાં કે વૈદિક પ્રસ્થાનોમાં ક્યાંય ઉર્ધ્વપુંડ કે કંઠીધારણ લખ્યું નથી. આમ જે કથન કરવું તે કેટલૂં સાહસ છે. લખનાર કાંઇ ચારે વેદના પારને પામનાર તો હશેજ નહી? કે તરત એકદમ કહી આપે છે કે વેદાદિકમાં ક્યાંય ઉર્ધ્વપુંડ્ર અને કંઠીધારણ લખ્યું નથી. માટે લખનાર અજાણ્યા હોય એમ સ્પષ્ટ માલમ પડે છે. જુઓ "અથર્વ વેદમાના ઉપનિષદ્માં લખ્યું છે કે" નારદજી સર્વેશ્વર ભગવાન વાસુદેવને નમસ્કાર કરીને પૂછતા હતા કે હે ભગવન્ (હે સમર્થ) ઉર્ધ્વપુંડ તિલક શાનુ

કરવું. કયો મંત્ર ભણી કરવું અને કયાં કયાં સ્થાનોમાં કરવું ઇત્યાદિનો ખુલાસો આપ કરો ?" આ પ્રમાણે નારદજીના કરેલા પ્રશ્નનો જુવાબ વાસુદેવ ભગવાને વિસ્તારપૂર્વક આપ્યો. વળી કઠશાખાના વચનોમાં પણ કહ્યું છે કે "ઉર્ધ્વપુંડ્ર તિલક અને શંખ-ચક્રાદિ મુદ્રાઓને ધારણ કરનાર જે પુરૂષ સદા હૃદયમાં રહેલ પરથી પણ પર મોટાથી મોટા એવા સ્વર અને મંત્રથી સહિત એવા પરબ્રહ્મરૂપ જે વિષ્ણુ તેનું ધ્યાન કરે છે તે મહાત્મા સમજવો." (તે મહાત્મા સંસારના ધર્મોથી મુક્ત થઇ પરબ્રહ્મ વિષ્ણુને પ્રાપ્ત થાય છે ઇત્યાદિ આગળ સંબંધ છે.) તેમ મહોપનિષદ્‌માં કહેલ છે કે "જેમણે ઊર્ધ્વપુંડ્ર ધારણ કરેલ છે તેવો નર સર્વ હુકમ કરનારાઓને પણ હુકમ કરનાર અને સાંખ્યયોગથી જાણી શકાય તેવા નારાયણનું સ્મરણ કરી આહીં સમસ્ત સંસારના પાસલાઓથી મુક્ત થાય છે. અને પરલોકમાં વિષ્ણુની સાથે સાયુજ્ય પામી વિષ્ણુસાથે તેનો મોક્ષ થઇજાય છે" વળી આથર્વણ ઉપનિષદ્‌માં કહેલ છે કે "હરિના ચરણારવિંદની આકૃતિવાળું, વચમાં છિદ્રવાળું, ઊર્ધ્વપુંડ્ર પોતાના હિત માટે જે ધારણ કરે છે તે પર એવા વિષ્ણુનો પ્રિય છે. તે પુણ્યવાળો થાય છે. એ મુક્તિવાળો થાય છે." વળી આથર્વણોપનિષદ્‌માં કહેલું છે કે હે ગોપીચંદન, હે પાપનો નાશ કરનાર, હે વિષ્ણુના દેહથી જેની ઉત્પત્તિ છે એવા, હે ચક્રવડે અંકિત, તારા ધારણ કરવાથી મને મુક્તિને આપ. હું તને નંમસ્કાર કરૂં છું." એમ ગોપીચંદનની પ્રાર્થના કરવી. "**इमं मे गङ्गे यमुने**" આ મંત્રથી જલ લઇને "**विष्णोर्नुकं**" આ મંત્રથી મર્દન કરી "**अतो देवा अवन्तु नः**" ઇત્યાદિ વેદમંત્રોથી વિષ્ણુગાયત્રી વડે ત્રણવાર અભિમંત્રણ કરીને ભગવાનનું પ્રાર્થન કરવું કે જેમના શ્રીહસ્તમાં શંખ, ચક્ર ગદા છે એવા હે દ્વારકાના રહેનાર અચ્યુત, હે ગોવિંદ, હે કમલસરખા નેત્રવાળા, હું શરણાગત થયો છું. મારી રક્ષા કરો. એમ ધ્યાન કરીને ગૃહસ્થ હોય તેને લલાટથી આરંભીને બાર ઠેકાણે અનામિકા અંગુલીવડે વિષ્ણુગાયત્રીનો ઉચ્ચાર કરીને મુદ્રાઓ કરવી. અથવા કેશવાદિ બાર નામોવડે બાર અંગમાં મુદ્રાઓ ધારણ કરવી. બ્રહ્મચારી તથા વાનપ્રસ્થે લલાટ, કંઠ, હૃદય અને બન્ને બાહુના મૂલમાં વિષ્ણુગાયત્રીવડે અથવા કૃષ્ણાદિ પંચનામોવડે મુદ્રાઓ ધારણ કરવી અને સંન્યાસી તર્જની અંગુલીવડે મસ્તક લલાટ અને હૃદયમાં પ્રણવમંત્રનો ઉચ્ચાર કરી મુદ્રા ધારણ કરે, એમ ચારે આશ્રમવાળાને ગોપીચંદન મુદ્રા ધારણ કરવાનો વિધિ તથા ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવાનો વિધિ વેદ સિદ્ધ છે, તેથીજ આ માધવતીર્થના ગુરૂ રાજરાજેશ્વરના ગુરૂ કેશવાનંદ આનંદ સંદોહમાં મગ્ન થઇને અમંદબુદ્ધિનો આશ્રય કરી ઊર્ધ્વપુંડ્ર તિલક અને તુલસીની કંઠી કંઠમાં ધારણ કરતા હતા, તે મેં જાતે જોયેલા છે અને હજી તેવખતના જે દ્વારકાવાસી જન જીવે છે તેલોકોના જાણવામાં છે, એટલે ઉપરના વેદમંત્રમાં યતિને ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવાનું વિધાન છે, તેને આધારે શારદાપીઠમાં કેશવાનંદસુધી તે વૈદિક ઊર્ધ્વપુંડ્ર ધારણકરવારૂપ ધર્મ પ્રચલિત હતો એવું દેખાય છે, ત્યારપછી દુરાગ્રહથી બંધ પડયો હોય એમ જાહેર રીતે જણાય છે,

હવે સર્વત્ર માન્ય એવા પ્રસિદ્ધ નિબંધો વિગેરેમાં પણ ઊર્ધ્વપુંડ્રનો વિધિ છે, તે અમે બતાવિયે છિયે, મદનપારિજાત નામના નિબંધના ત્રીજા પરિચ્છેદમાં બ્રહ્મપુરાણનું

વાકય આપી કહ્યું છે કે "બ્રાહ્મણ ઊર્ધ્વપુંડ્ર કરે ક્ષત્રિય ત્રિપુંડ્ર કરેઅને વૈશ્યને અર્ધચંદ્ર કરવું અને શુદ્રજાતિને વર્તુલ ( ચાંદલો ) કહેલું છે. હવે ઉર્ધ્વપુંડ્રની બાબતમાં બીજા નિબંધોનાં વાકય આપ્યા પ્રથમ ઊર્ધ્વપુંડ્ર કયા દ્રવ્યનું કરવું તે વિચાર ઉપર આવતાં વિષ્ણુના પ્રસાદી દ્રવ્યથી કરવું એમ સિદ્ધ થાય છે, કેમકે ગોપીચંદન વિષ્ણુનું પ્રસાદી દ્રવ્ય હોવાથી ગોપીચંદનથી ઊર્ધ્વપુંડ્ર કરવાનું ઉપર લખેલી શ્રુતિયોમાં લખેલું છે એમ બતાવવા માટે આથર્વણ ઉપનિષદની શ્રુતિનો અર્થ આહીં બતાવિયેં છિયેં "નારદજીને ભગવાન વાસુદેવ કહે છે કે વૈકુંઠસ્થાનથી પેદા થયેલું, મને પ્રીતિ કરનારૂં, બ્રહ્માદિક મ્હારા ભકતોયે ધારણ કરેલું, વિષ્ણુચંદન ( ગોપીચંદન ) વૈકુંઠથી લઇ આવી દ્વારકામાં સ્થાપન કરેલું, ચંદન કેસર વિગેરે વાળું ચંદન મ્હારા અંગમાં હમેશા લગાવેલું, શ્રી ગોપીજનોથી ધોવાયલું, માટે ગોપીચંદન એ નામથી જાહેર થયેલું છે. આ પ્રમાણે ઉપરની શ્રુતિયોથી નિરૂપણ કરીને શ્રીગોપીચંદનને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આપનારૂં તથા ભગવત્પ્રસાદીરૂપ કેસર વિગેરેથી સહિત થયેલું માહાત્મ્ય પ્રસિદ્ધ જણાવેલું છે."

આ ઉપરની આથર્વણ શ્રુતિયોથી સ્પષ્ટ માલમ પડે છે કે ભગવત્પ્રસાદીભૂત ગુલાલ, કેસર, ચંદનાદિકને ધર્મ, અર્થ કામ, મોક્ષના ફલને આપવાપણામાં કાંઇ જાતની શંકા સર્વથા છેજ નહીં.

વળી "આચારપ્રકાશ–ભટોજી દીક્ષિતનું આન્હિક, કમલાકરાન્હિક, આચારમયૂખ વિગેરે ગ્રંથોમાં સ્થાનવિશેષથી આકારનું વિશેષપણું જણાવ્યું છે. જેમ લલાટમાં ભુજામાફક ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું કર્ણપલ્લવ ઉપર દંડસદ્રશ હૃદયમાં કમલાકાર ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું અને ઉદર ઉપર દીપશિખાસમાન વંશપત્રાકાર બે ભુજાના મધ્યમાં અધઃપૃષ્ટમાં તથા સ્કંધસ્થાનમાં જંબુફલ ( જાંબુ ) ના આકારવાળું ઊર્ધ્વપુંડ્ર તિલક કરવું" તથા પદ્મપુરાણમાં સતીને શિવજીનો ઉપદેશ એવો છે કે "શ્રીહરિના ચરણની આકૃતિવાળું અથવા દંડાકૃતિવાળું ઊર્ધ્વપુંડ્રને ધારણ કરનાર પુરૂષને મહા પવિત્ર તથા સાક્ષાત્ મહાભક્ત થાય છે" અને અવતારવાદાવલી ભાગવતતત્વ-ભાસ્કરાદિ બીજા પણ મોહોટા નિબંધોમાં પદ્મપુરાણનાં વચનો છે. તેમાં કહેલું છે કે "એકાંતવાસ કરનારા મોહોટા ભાગ્યવાળા પ્રાણીમાત્ર ઉપર દયા રાખનારા શ્રીહરિના ચરણના આકારવાળું મધ્યમાં છિદ્રવાળું ઊર્ધ્વપુંડ્ર તિલકને ધારણ કરે છે. ઊર્ધ્વપુંડ્ર તિલક સરલ, સુંદર, વાકુંચુંકું નહિ સારી રીતે મનોહર, દંડાકાર શોભાવાળું, મધ્યમાં છિદ્રવાળું તિલક કરવું. ઊર્ધ્વપુંડ્ર તિલકના મનોહર વિશાલ છિદ્રવાળા મધ્યભાગમાં લક્ષ્મીસહિત શ્રીહરિ વાસ કરે છે અને મધ્યમાં છિદ્રવગરના ઊર્ધ્વપુંડ્ર તિલકકરનાર દ્વિજાધમ મધ્યમાં છિદ્રવાળા તિલકમાં વસનાર શ્રીસહિત વિષ્ણુને દૂર કરે છે, વળી તે-ઠેકાણે લખ્યું છે કે જે દ્વિજાતિ છિદ્રવગરનું ઊર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરે છે તેનું લલાટ શ્વાનના ચરણચિન્હને ધારણ કરનારૂં વગરસંદેહે સમજવું" ઇત્યાદિ કહેલું છે. તેમજ ધર્મશાસ્ત્રમાં અત્યંત પ્રસિદ્ધ નિર્ણયસિંધુનામના ગ્રંથના શ્રાદ્ધપ્રકરણમાં લખ્યું છે કે શ્રાદ્ધકરનાર ઊર્ધ્વપુંડ્ર તિલકને ધારણ કરે આમ કહીને તરતજ લખે છે કે ઊર્ધ્વપુંડ્ર કર્યા વગર જપ, હોમ, દાન, વેદાધ્યયન, શ્રાદ્ધ વિગેરે તત્કાલ નાશ પામે છે,

એમજ બૃહન્નારદીયપુરાણમાં પણ લખે છે કે હે ઋષિયો ઉર્ધ્વપુંડ્ર કર્યા વગર યજ્ઞ દાન, જપ. હોમ, સ્વાધ્યાય (વેદાધ્યયન) અને પિતૃકર્મ (શ્રાદ્ધાદિ) વૃથા થાય છે આગળ વળી લખે છે કે બ્રાહ્મણજાતિને અથવા ત્રણેવર્ણને ઉર્ધ્વપુંડ્ર તિલક કરવાનો વિધિ અગ્નિહોત્રસમાન જાણવો અર્થાત્ અગ્નિહોત્ર જેમ અતિ જરૂરનું છે. તેમ ત્રણે વર્ણને ઉર્ધ્વપુંડ્ર તિલક પણ અત્યાવશ્યક છે." આ પ્રમાંણે અગ્નિહોત્ર સમાન ઉર્ધ્વપુંડ્રને જણાવી શ્રાદ્ધખાતે પૃથ્વીચંદ્ર જણાવે છે કે કોઇ મનાઇના વચનો છે તો તે ત્રિપુંડ્રની મનાઇનાં છે. એમ કહી ભાર દઇને વૃદ્ધપરાશરના વચનોથી સાબિતી આપે છે કે શ્રાદ્ધવખતે જો ત્રિપુંડ્ર કરવામાં આવે તો શ્રાદ્ધકરનારના પિતૃઓ નિરાશ થઇને જાતા રહે છે. અને પંડિત માધવ પણ પરાશર ઋષિનું વચન કહી લખે છે. કે સુંદર સીધું ઉર્ધ્વપુંડ્ર તિલક જેના લલાટમાં દેખવામાં આવે છે તે ચાંડાલ હોય તો પણ પવિત્ર આત્માવાળો અને પુજા લાયક તેને જાણવો. એમાં સંદેહ નથી. આનુ આ વચન મદનપરિજાતમાં ધર્મપ્રવૃત્તિ કર્માનંદમંદારમાં કમલાકરવિરચિત આન્હિક વિગેરે નિબંધોમાં પણ સંગ્રહિત કરેલ છે, તેથીજ વાજસનેયી શાખાવાળા માધ્યન્દિનીઓને અતિ માનનીય એવા આ આચારાદર્શ અને નાગદેવકૃત આચારપ્રદીપાદિ ગ્રંથોમાં એઓનુંજ આન્હિક નિરૂપણ કરનાર ગ્રંથાદિકમાં ઉર્ધ્વપુંડ્રનું અવશ્ય કરવાપણું બતાવેલું છે. તેથી તેશાખાવાળાઓયેંતો હમેશાં સર્વથા ઉર્ધ્વપુંડ્રજ કરવું. જો ઉર્ધ્વપુંડ્ર કરે નહીં તો યજ્ઞ. જપ. હોમ. દાન. સ્વાધ્યાય અને શ્રાદ્ધદિ જે કરે તેની વિફલતા થઇ જાય.

શંકા—ઉપર પદ્મપુરાણનું વચન લખ્યું છે. તેમાં "બ્રાહ્મણોને ઉર્ધ્વપુંડ્ર તથા ક્ષત્રિયોને ઉર્ધ્વપુંડ્ર તથા વૈશ્યને પટ્ટાકાર તથા શૂદ્રોને ત્રિપુંડ્ર ધારણ કરવાનું કહ્યું છે તેથી બ્રાહ્મણોનેજ ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનો નિયમ થાય છે. બીજી જાતિના માટે જુદાં જુદાં તિલકો હોવાથી તેઓને ઉર્ધ્વપુંડ્રનો નિયમ લાગુ પડતો નથી. ત્યારે વૈષ્ણવો તમારી સંપ્રદાયમાં રહેલા છે. તે ગમે તે જાતના હોયતો પછી ઉર્ધ્વપુંડ્ર કેમ ધારણ કરે છે ?

ઉત્તર—બ્રાહ્મણોને તો ઉર્ધ્વપુંડ્ર કરવારૂપ ધર્મજાતિસિદ્ધ છે એમ સર્વ વચનોનું તાત્પર્ય છે. ને ક્ષત્રિયાદિકોને જુદા જુદા વચનોમાં જુદા જુદા આકારવાળાં તિલક કરવાનું જણાવવામાં આવ્યું છે તેથી તેમને તિલક કરવામાં વિકલ્પ દેખાય છે. તેનો અભિપ્રાય એવો છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણે વર્ણ દ્વિજાતિ કહેવાય છે અને દ્વિજાતિયોને ઉર્ધ્વપુંડ્ર કરવાનો વિધિ અગ્નિહોત્ર સમાન છે. એમ સર્વમાન્ય નિર્ણયસિંધુ વિગેરે ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં લખેલું છે. તેથી ક્ષત્રિય, વૈશ્ય, ને પણ ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનું પ્રાપ્ત થાય છે. તેથી સાધારણ ક્ષત્રિયને પણ ઉર્ધ્વપુંડ્રજ ધારણ કરવું યોગ્ય છે. બાકી જુદી જુદી દીક્ષાવાળાને તે તે આકાર વાળું તિલક કરવાને બતાવનાર તે તે વાક્ય છે તે બાબત આગળ લખવામાં આવશે. પરંતુ સર્વ સાધારણ બ્રાહ્મણ. ક્ષત્રિય, વૈશ્યોને અગ્નિહોત્ર સમાન ઉર્ધ્વપુંડ્રનો વિધિ જ્યાં સ્પષ્ટ દેખાય છે ત્યાં વિષ્ણુમંત્રના ઉપદેશ વાળા ચારે વર્ણોને ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનું આવશ્યક હોય એમાંતો કહેવાનું કાંઇ બાકીજ નથી. ભગવદ્ભકતોયેં તો

ઉર્ધ્વપુંડ્રજ ધારણ કરવાનાં હજારો વાકયો પ્રસિદ્ધ છે. તે માંહેલા કેટલાક વચનો આગળ બતાવવામાં આવશે.

એવી રીતે વેદથી આરંભીને હાલમાં પ્રચલિત ધર્મશાસ્ત્રના નિબંધોમાં સર્વત્ર ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનો વિધિ પ્રત્યક્ષ રીતે જોવામાં આવતો હોવાથી તેમણે આમ્નાયતત્વતરંગિણીમાં પ્રારંભમાંજ કયાંય ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનું લખેલું નથી. આમ જે લખ્યું છે તે સર્વથા અસત્ય (ખોટું) જ લખેલું છે અથવા તેણે કોઇ નિબંધો વાંચ્યા નહી હોય એટલે અજ્ઞાનને લીધે કયાંય લખેલું નથી એમ ઠોકી પાડયું છે. (લાગ્યું તો તીર નહીતો તુકકો) વળી તે લખે છે કે વેદ તથા વૈદિક પ્રસ્થાનોમાં કયાંય લખ્યું નથી એમ લખ્યું છે ત્યાં તેમના અભિપ્રાય પ્રમાણે વેદોથી વૈદિક પ્રસ્થાનો જુદા છે કે જુદા નથી? જો જુદા છે એમ તેમનો અભિપ્રાય હોય તો વેદની પુષ્ટિ કરવા વાળાં હોવાથી ઇતિહાસ અને પુરાણ પણ તેના અભિપ્રાયમાં હોવાં જોઇયે અને ઇતિહાસ પુરાણમાં તો કંઠથી તુલસીમાલા અને ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાના વચનો અનેક કહેલાં છે. જેમાં આગ્રહપૂર્વક તેમનું પ્રતિપાદન કરેલું છે. તેથી પણ કયાંય લખેલું નથી એમ તેમનું કહેવું ખોટું છે. અને જો ઇતિહાસ પુરાણ વેદના અર્થને પુષ્ટ કરનારા છે એમ તેઓ માનતા ન હોય તો "**प्रह्लादो हवै कायाधव:**" ઈત્યાદિક વાકયો છે તેમાં પ્રલ્હાદ કોણ? અને કયાધુ કોણ? એ વિગેરેના સ્વરૂપો ઇતિહાસ પુરાણો શિવાય શેનાથી સમજી શકાશે તે તેમણે અવશ્ય જણાવવું જોઇયે. અને જો વૈદિક પ્રસ્થાનોને વેદથી જુદા ન માનતા હોય તો અથર્વણ વિગેરે ઉપનિષદ્‌માં ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનુ અતિ જરૂરનું છે તે અમે ઉપર દર્શાવેલું છે.

શંકા—ભગવદ્‌ગીતા અને વ્યાસ સૂત્ર વૈદિક પ્રસ્થાનથી તેઓને અભિપ્રેત હોય તો તેમાં કયાંય પણ ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનું લખેલું નહીં હોવાથી તેમનું લખેલું ખોટું નથી.

ઉત્તર—તો પછે વેદનું નામ ન લખવું જોઇયે. કેમકે વેદથી વૈદિક પ્રસ્થાનોને જુદા નહીં માનવાના પક્ષનું આ વિવેચન થાય છે. તેથી વેદ ઇશ્વરનાં નિશ્વાસ રૂપ છે. તેમ ગીતાજી શ્રીકૃષ્ણના વાકય રૂપ છે અને ઇશ્વરનાજ અવતાર રૂપ વ્યાસજીના વાકય રૂપ સૂત્રો છે તેથી તેમ માને તો માની શકાય પરંતુ તેમનાજ ગ્રંથોમાં ગીતાજીને સ્મૃતિ રૂપ અને વ્યાસ સૂત્રને મીમાંસા રૂપ વેદથી જુદા માનેલા છે. તેમાં એમણે આમ્નાયતત્વતરંગિણીમાં બતાવેલ ભસ્મરૂદ્રાક્ષ ધારણ કરવાના વાકયો પણ નથી તેથી તેને પણ અવૈદિક પણું થઇજાય છે. માટે પ્રસ્થાનોનું નામ લખેલ છે. તે ભૂલ ભરેલું છે.

તેવી રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યોને ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનું આવશ્યક હોવાથીજ શંકરદિગ્વિજયની ટીકામાં વૈષ્ણવ પ્રત્યે શંકરાચાર્યનું વચન છે કે—

**अवश्यं चेत्त्वया कार्यं चिह्नानां धारणं तदा ॥**
**कपोलयोर्गले चैव शेषेण गरूडेन च ॥**
**अङ्कनं कुरु कर्मेन्द्रियप्रधाने भुजद्वये ॥**
**कपोलद्वितये चैव ज्ञानेन्द्रियसमीपगे ॥**

અર્થ—"તપ્તમુદ્રા ધારણ કરનાર વૈષ્ણવને શંકરાચાર્ય કહે છે કે તમો વૈષ્ણવ હોવાથી તમારે વિષ્ણુના ચિન્હ ધારણ કરવાનું આવશ્યક છે તે જો તમારે ધારણ કરવાં હોય તો બે કપોલમાં, ગળામાં, કર્મેંદ્રિયમાં, મુખ્ય બે ખભામાં જ્ઞાનેન્દ્રિય (નેત્ર)ના સમીપમાં બે કપોલમાં ધારણ કરો એમ વિષ્ણુનાં ચિન્હ ધારણ કરવાનું મૂલભૂત શંકરાચાર્યે પણ કહેલું છે."

તેવીજ રીતે અગ્નિના ઉપાસકોને કહેલું છે કે—

तस्माद्यूयं वह्यधीनं हि कर्म कुर्वन्तोऽस्मिन्विष्णुमाराधयन्तः ॥
शुद्धाद्वैते तत्परा यास्यथाद्धा मुक्तिं प्रोक्ता एवमाचार्यवर्यैः ॥

અર્થ—તમો અગ્નિના ઉપાસક હોવાથી વૈદિક—અગ્નિહોત્રાદિક કર્મ (અગ્નિ વિના થઇ શકે નહી તેથી) અગ્નિને આધીન કર્યા કરો અને તે કર્મમાં (અગ્નિનું કે બીજા દેવનું આરાધન નથી પણ) વિષ્ણુનુંજ આરાધન કરતા એવા વિષ્ણુપરાયણ થઇને શુદ્ધાદ્વૈતમાં રહેલા એવા સાક્ષાત્ મોક્ષને પ્રાપ્ત થશો એમ શંકરાચાર્યે કહેલ છે. તેનો અભિપ્રાય એવો છે કે દ્વિજોને અગ્નિહોત્ર કર્મ કરવાની જરૂર છે અને તેમાં વિષ્ણુનુંજ આરાધન છે બીજા દેવનું નથી એમ જણાવવા માટે વૈદિક કર્મમાં વિષ્ણુનું આરાધન છે એમ સ્પષ્ટ કહ્યું છે.

તેવી રીતે સર્વ સ્થલોમાં દ્વિજાતિયોને વિષ્ણુનું આરાધનજ સર્વ શાસ્ત્રના દુદુંભિઘોષથી સિદ્ધ છે. છતાં ઉર્ધ્વપુંડ્ર અને તુલસીમાલા ધારણને અવૈદિકપણું બતાવનારા પોતાનુંજ અવૈદિકપણું જણાવે છે. એથીજ સન્યાસાશ્રમનો વેષ રાખી બ્રાહ્મણો પાસેથી સંન્યાસીને નહિ છાજે તેમ દ્રવ્ય કઢાવવા માટે અનેકાનેક યત્નો કરે છે.

किञ्च वैष्णवानां विष्णुचिन्हधारणस्यातीवावश्यकतया तुलसीमालोर्ध्वपुंड्रधारणेन पाविव्यमपि सर्वशास्त्रसिद्धम् यथा पाद्मोत्तरखण्डे दशमाध्याये देवीं प्रति शिववाक्यम्:-

ये कण्ठलग्नतुलसीनलिनाक्षमाला ये बाहुमूलपरिशोभितशङ्खचक्राः ॥
ये वा ललाटफलके लसदूर्ध्वपुंड्रास्ते वैष्णवा भुवनमाशु पवित्रयन्ति ॥

स्कान्दे मार्गशीर्षमाहात्म्ये चतुर्थाध्याये ब्रह्माणं प्रति भगवद्वाक्यम् ॥

तस्माद्धार्या प्रयत्नेन माला तुलसीसम्भवा ॥
पद्माक्षनिर्मिता भक्त्या फलैर्धात्र्याः सुपुण्यदा ॥
तदूर्ध्वपुंड्रशङ्खाद्यैर्युक्तस्तुलसिभूषणः
सन्ध्योपास्त्यादिकं कुर्यात् कुशपाणिर्हि मां स्मरन् ॥
कृतसन्ध्यादिको भक्तस्ततः संपूजयेच्च माम् ॥ इति ॥

आचारमाधवे प्रथमाध्याये ब्रह्माण्डे

पूजाकाले जपे होमे सायं प्रातः समाहितः ॥
नामान्युच्चार्य विधिना धारयेदूर्ध्वपुंड्रकम् ॥

कमलाकराह्निकस्मृतिदर्पणादिषु बृहन्नारदीये ॥

स्नानं दानं जपो होमः सन्ध्या स्वाध्यायकर्म च ॥
ऊर्ध्वपुंड्रविहीनेन कृतं तन्निष्फलं भवेत् ॥

कमलाकराह्निके तु स्नानं दानमिति बृहन्नारदीयं वचनमुक्त्वा ॥

ऊर्ध्वपुंड्रविहीनस्तु द्विजः सन्ध्यादिकं चरेत् ॥
तत्सर्वं राक्षसैर्नीतं नरकञ्चाधिगच्छति ॥

इति तत्रत्यमेव वचनान्तरमुदाहृतम् । परमानन्दमन्दारे
मदनपारिजाते कमलाकरकृतब्रह्मचाह्निके हेमाद्रौ च ॥

यागो दानं तपो होमः स्वाध्यायः पितृतर्पणम् ॥
व्यर्थं भवति तत्सर्वं ऊर्ध्वपुंड्रं विना कृतम् ॥

धर्मप्रवृत्तौ च

जपो होमस्तथा दानं स्वाध्यायः पितृतर्पणम् ॥
व्यर्थं भवति तत्सर्वमूर्ध्वपुंड्रं विना कृतम् ॥
ललाटे तिलकं कृत्वा कुर्युः शैवाश्च वैष्णवाः ॥
तर्पणञ्चापि यच्छ्राद्धमन्यथा निष्फलं भवेत् ॥

आचारमयूखे च शौनकः

ऊर्ध्वपुंड्रं शिवस्यैवं विष्णोः कुर्युश्च वा बुधाः
मूर्ध्नि मूलेन मन्त्रेण शेषं द्वादशनामभिः ॥
स्थानेष्वेषु द्विजः स्नात्वा नमोन्तैः प्रणवेन च ॥

एवं सन्ध्यादिनित्यकर्मसु शैवानां वैष्णवानां च क्रियमाणनित्यनैमित्तिकादिकर्मसाफल्यार्थमूर्ध्वपुंड्रधारणमावश्यकमेव। आचारप्रकाशे मुद्राप्रकरणे ब्रह्माण्डे च

तदूर्ध्वपुंड्रशंखाद्यैर्युतस्तुलसिभूषणैः ॥
सन्ध्योपास्त्यादिकं कुर्यात्कुशपाणिर्हरिं स्मरेत् ॥

इति ऊर्ध्वपुंड्रतुलसीमालाधारणस्यावश्यकत्वप्रदर्शनेन त्रैवर्णिकानां द्विजातीनां धर्मप्रवृत्तिस्मृत्यर्थसारनिर्णयसिन्ध्वादिप्रसिद्धतरनिबन्धेषु ऊर्ध्वपुंड्रं द्विजातीनामग्निहोत्रसमो विधिरित्युदाहृतस्मृतिवाक्येनोर्ध्वपुंड्रधारणस्यात्यन्ततरावश्यकत्वं दर्शितमिति नित्यकर्मसाफल्यार्थं शैवानां वैष्णवानां च समेषां नित्यकर्मकाले ऊर्ध्वपुंड्रमेव धार्यं नहि त्रिपुण्ड्रादिकमिति ज्ञेयं निगमैर्विद्वद्भिरुपरितनोदाहृतप्रसिद्धमाननीयनिबन्धपूज्यत्व-

ज्ञानवद्धिरिति शिवमस्तु मज्जनानां मारामारशेमुषीमतामिति ॥

વિવેચન—વૈષ્ણવોને વિષ્ણુનાં ચિન્હ ધારણ કરવાની અતિ આવશ્યકતા હોવાને લીધે તુલસીની કંઠી અને ઉર્ધ્વપુંડ્રનું ધારણ કરવાથી અતિ પવિત્રતા થાય છે. તે પણ સર્વશાસ્ત્રથી સિદ્ધ છે. તેમ પદ્મપુરાણના ઉત્તર ખંડના દશમા અધ્યાયમાં દેવી પાર્વતી-પ્રત્યે શિવજીયે કહેલ છે કે " કંઠમાં લાગેલી તુલસી અને કમલના પારાની માલા જે-ઓને છે, બાહુમૂલ ઉપર જેમને શંખચક્ર શોભે છે, લલાટમાં શોભાયમાન ઉર્ધ્વપુંડ્ર જેઓને છે, તે વૈષ્ણવો સમસ્ત જગતને જલદી પવિત્ર કરે છે." તેમ સ્કંદપુરાણમાં માર્ગશીર્ષમાહાત્મ્યના ચોથા અધ્યાયમાં બ્રહ્માજીપ્રત્યે ભગવાન–વિષ્ણુયે કહેલ છે કે "વૈષ્ણવોને મ્હારાં ચિન્હ ધારણ કરવાની અતિ જરૂર હોવાથી તુલસીથી થયેલી માલ અથવા કમલના પારાથી થયેલી માલા અથવા આમળીના પારાથી થયેલી માલા ભકિતથી વૈષ્ણવોયે ધારણ કરવી. ત્યાર પછી ઉર્ધ્વપુંડ અને શંખચક્રાદિ મ્હારાં ચિન્હો તથા તુલસીના પારારૂપ મ્હારાં આભૂષણોયે યુક્ત થઇને હાથમાં દર્ભ રાખીને મ્હારૂ સ્મરણ કરતો કરતો[1] સન્ધ્યોપાસનાદિક કર્મ કરે" સંધ્યોપાસનાદિક જેમણે કરેલ છે તેવો ભક્ત ત્યાર પછી મ્હારૂ પૂજન કરે. તેમ આચારમાધવમાં પ્રથમાધ્યાયમાં બ્રહ્માંડપુરા-ણનું વચન છે કે "પૂજાકાલમાં, જપમાં, હોમમાં, સાયંકાલ પ્રાતઃકાલમાં, તત્પર થઇ ને વિષ્ણુના નામોનુ ઉચ્ચારણ કરીને વિધિવડે ઉર્ધ્વપુંડ ધારણ કરે" તેમ કમલા-કરકૃત આન્હિકમાં અને સ્મૃતિદર્પણાદિકમાં બૃહન્નારદીયપુરાણનું વચન છે કે "સ્નાન, દાન, જપ, હોમ, સંધ્યા, સ્વાધ્યાય અને કર્મ ઉર્ધ્વપુંડ રહિત થઇ કરે તો તે નિષ્ફલ થાય છે." તેમ કમલાકરકૃત આહ્નિકમાંતો ઉપરનું વચન કહીને ત્યાંનુંજ બીજું વચન કહ્યુ છે કે "જે દ્વિજ ઉર્ધ્વપુંડ્ર રહિત થઇને સદ્ધ્યાદિક કર્મ કરે તે સર્વ કર્મ રાક્ષસો લઈ જાય છે. અને પોતે નરકને પ્રાપ્ત થાય છે." તેમ પરમા-નંદમંદાર, મદનપરિજાત, કમલાકરકૃત ઋગ્વેદીય આહ્નિક અને હેમાદ્રિમાં કહેલ છે કે " યજ્ઞ, દાન, તપ. હોમ. સ્વાધ્યાય, અને પિતૃતર્પણ ઉર્ધ્વપુંડ્ર વિના કરેલું હોય તો તે સર્વ ભસ્મ થઇજાય છે. તેમ ધર્મપ્રવૃત્તિમાં કહેલ છે કે "જપ, હોમ, દાન, સ્વાધ્યાય, અને પિતૃતર્પણ, ઉર્ધ્વપુંડ વિના કરેલું હોય તો તે સર્વ વ્યર્થ થાય છે. માટે શિવજીના ભક્ત અથવા વિષ્ણુના ભકતો જેઓ પંડિતો હોય તેઓ સ્નાન કરીને પ્રથમ પ્રણવ બોલીને અંતે નમઃ બોલીને લલાટમાં ઉર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરીને તર્પણ અથવા જે શ્રાદ્ધાદિક કર્મ કરવું હોય તે કરે. જો ઉર્ધ્વ-પુંડ ધારણ કર્યા વિના કરે તો નિષ્ફલ થાય" આચારમયૂખમાં લખ્યુ છે કે "શિવમંત્રની દીક્ષાવાળા અથવા વિષ્ણુમંત્રની દીક્ષાવાળા જે પંડિતો હોય તેઓ

---

૧ વિષ્ણુ ભગવાનનું સ્મરણ કરતાં કરતાં સંધ્યોપાસનાદિક કર્મ કરવાની આજ્ઞા હોવાને લીધે આચમન કરતી વખતજ કેશવાયનમઃ નારાયણાયનમઃ માધવાયનમઃ ઇત્યાદિક નામોચ્ચારણ કરવાનુ સર્વે આહ્નિક ગ્રંથોમાં લખ્યું છે.

સ્નાન કર્યા પછી પ્રણવનો ઉચ્ચાર કરી અંતમાં નમઃબોલી મૂલમંત્રવડે લલાટમાં ઉર્ધ્વપુંડ્ તિલક કરે અને બીજા સ્થાનોમાં બારનામોવડે તિલક કરે"

એવી રીતે શૈવ તથા વૈષ્ણવોને સંધ્યાદિક નિત્ય કર્મોમાં કરાતાં એવાં સર્વકર્મની સફલતા સારૂ ઉર્ધ્વપુંડ્રનું ધારણજ આવશ્યક છે. તેમજ આચારપ્રકાશમાં મુદ્રાધારણના પ્રકરણમાં બ્રહ્માંડપુરાણનું વચન છે કે "સર્વત્ર પ્રસિદ્ધ એવું ઉર્ધ્વપુંડ્રાદિક અને શંખચક્રાદિક તથા તુલસીના પારારૂપ આભૂષણોયે કરીને યુક્ત થઇને હસ્તમાં દર્ભ રાખીને સંધ્યોપાસનાદિક કર્મ કરે અને હરિનું સ્મરણ કરે" એમ ઉર્ધ્વપુંડ્ અને તુલસીની કંઠી ધારણ કરવાનું આવશ્યકત્વ દેખાડવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યો એ ત્રણે વર્ણ દ્વિજાતિ કહેવાય છે. "ઉર્ધ્વપુંડ્ દ્વિજાતિયોને અગ્નિહોત્રસમાન (બરોબર) વિધિ છે" એવું સ્મૃતિનૂં વાકય લખેલૂં હોવાથી ઉર્ધ્વપુંડ્ધારણની અત્યંત જરૂરી જણાવી છે. તેથી નિત્યકર્મની સફલતા થવામાટે શૈવ તથા વૈષ્ણવો તમામને ઉર્ધ્વપુંડ્રજ ધારણ કરવું જોઇએ. ત્રિપુંડાદિક ધારણ કરવું ન જોઇએ. એમ ઉપર બતાવેલા અત્યંત પ્રસિદ્ધ અને માનવા યોગ્ય નિબંધો અત્યંત પૂજ્ય છે એવું જેઓને જ્ઞાન છે તેવા આગ્રહવગરના (કેવલ સત્ય પક્ષ ઉપરજ દ્રષ્ટિ રાખનારાઓ) વિદ્વાનોયે જાણવૂં. સાર અને અસારને સમજવાની શક્તિવાળી જેમની બુદ્ધિ છે તેવા સર્જ્જનોનુ કલ્યાણ થાઓ એમ અમે ઇશ્વરપાસે પ્રાર્થના કરિયે છિયે.

नन्वेवं चेदाम्नायतत्त्वतरङ्गिण्यां दशमपृष्ठमारभ्य चतुर्दशपृष्ठपर्यन्तं त्रिपुंड्रभस्मधारणस्य वचनान्युपन्यस्तानि तेषां का गतिरितिचेदत्रोच्यते ॥ यथाऽऽभिस्स्थानानिर्देशपूर्वकमुपन्यस्तानि वचनानि न तथा तत्र तन्निर्देशः कृतः तेनैव तत्स्वरूपं सद्भावपरमिति निश्चीयते अतएव ब्राह्मणस्य त्रिपुंड्रं स्यात् क्षत्रियस्यार्द्धचन्द्रकम् ॥ वैश्यानां वर्तुलाकारं शूद्राणां चोर्ध्वपुंड्रकम् इति वाक्ये वर्णपरत्वेन तत्पदव्यत्यासो विहितः तद्वाक्यञ्च सारसङ्ग्रहे ब्रह्मरात्रस्थं तत्र च

ब्राह्मणस्योर्ध्वपुंड्रं च क्षत्रियस्यार्द्धचन्द्रकम् ॥
वैश्यस्य वर्तुलाकारं शूद्राणान्तु त्रिपुंड्रकम् ॥

इत्येवमस्ति तस्य भ्रमादेवान्येषां प्रतारणार्थं पाठभिदो लिखितः कदाचिदिति संभवेत् तत्रापि तद्वाक्यस्य सर्ववर्णसाधारणतिलकविधानत्वं स्वीकृतम् तैरपि तेन तत्तद्देवतामन्त्रोपदेशवतां नेदमुपयुक्तमित्यभिप्रायो न दर्शितः तत्त्वज्ञानादिति प्रतिभाति। यच्च अतएव श्रावकाः स्ववर्णक्रमागतं वर्तुलाकारं तिलकमद्यावधि कुर्वन्तीत्युक्तं तत्र पृच्छामः तेषां त्रैवर्णिकत्वमथवा त्रैवर्णिकधर्माचारवत्त्वं तैः स्वीक्रियते नवा ? आद्ये तदाचारितधर्मोपदेशएव तैः सर्ववैश्येभ्यः कर्तव्यः स्यात् । द्वितीये त्रैवर्णिकधर्मोपदेशकर्तृभिस्तदुदाहरणं अयुक्तमत्र दीयतइति अयुक्तोपदेशकर्तृत्वं स्वस्मिन् साधयन्ति नहि सर्वे श्रावका वर्तुलाकारं तिलकमाचरन्ति किन्तु श्वेताम्बरा-

एवं दिग्म्बरास्तूर्ध्वं तिलकं विदधते किञ्चोर्ध्वपुंड्रकंठीधारणादिकमुदरपोषणमात्र-प्रयोजकमिति स्मारितं तत्तु पण्डिताग्रगण्यानां गोपीचन्दनोर्ध्वपुंड्रमाचरतां केशवानन्द-शङ्कराचार्याणां नचोदरभङ्गभीरभूदतो मत्सरप्रयुक्तएवायं लेखः। भस्मनश्च शतपथ-ब्राह्मणे

"अग्नेः पुरीषमसि पृथिव्याः पुरीषमसि"

इत्यादिना अग्निपृथिव्योः पुरीषरूपत्वेन मलरूपत्वं प्रदर्शितं मलस्य चापवित्रत्वं सर्वधर्मशास्त्रसिद्धं तेन तद्धारणमप्यपावित्र्यकरमेवेति निश्चीयते। अतएव तत्वभास्करादिषु पाद्मोत्तरखण्डे ऊर्ध्वपुंड्राध्याये

नारायणात्परब्रह्मादन्येषामर्चनं नहि ॥
ब्राह्मणः कुलजो विद्वान् भस्मधारी भवेद्यदि ॥
वर्जयेत्तादशं देवि ! मद्योच्छिष्टं घटं यथा ॥
त्रिपुंड्रं शूद्रकल्पानां शूद्राणां च विधीयते ॥
त्रिपुंड्रधारणाद्विप्रः पतितः स्यान्न संशयः ॥

इति सारसंग्रहकारप्रभृतयस्तु वाक्यान्तराण्यप्युदाजन्हुः। यथाब्रह्मरात्रेः—

न त्रिपुंड्रं द्विजैर्धार्यं पट्टाकारं तथैव च ॥
न चान्यदेवताभक्तिरापद्यपि कदाचन ॥
त्रिपुंड्रस्य धरं विप्रं पट्टाकारधरं तथा ॥
श्वपाकमिव पश्येत न संभाषेत कर्हिचित् ॥
त्रिपुंड्रं ब्राह्मणो विद्वान् लीलयाऽपि न धारयेत् ॥
त्रिपुंड्रधारणाद्विप्रः पतत्येव न संशयः
त्रिपुंड्रधारिणो नित्यं भस्मोद्धूलितविग्रहाः
भविष्यन्ति त्रयीबाह्याः यथाज्ञानप्रलापिनः ॥
इत्यादीन्यनेकानि वचनानि सङ्गतानि स्फुरतएव
नष्टशौचा मूढधियो जटाभस्मास्थिधारिणः ॥

विशन्तु शिवदीक्षायामिति भृगुदत्तदुरत्ययब्रह्मदंडोपि युज्यते तेषां भृगुदत्तशा-पवशात् दुराग्रहबाहुल्यात् त्र्यम्बकंयजामहइत्यादयो यजुर्वेदीयमन्त्रा लिखितास्तत्र भस्मधारणविधेर्गन्धस्याप्यभावान्मुग्धमोहप्रयोजकाएव किञ्च तन्मन्त्राणामर्थस्तत्रैव यद्यप्यन्यथा लिखितस्तथापि भस्मधारणविधित्वेन नोक्त इति स्वलिखितमुग्धमोहत्व-गोपनार्थं भस्माभिमन्त्रणपरत्वेनोक्तः स्थलरहितान्यन्यानि वाक्यानि तु कुत्रत्यानीति

स्थलनिर्देशाभावान्नोत्तरार्हाणि तथापि तैः प्रमाणत्वेनोररीकृतत्वात्तद्व्यवस्थोच्यते त्रिपुंड्रभस्मधारणस्यात्रैवर्णिकत्वेनोपरिसिद्धान्तितत्वात्सर्वत्र शिवनामालिखनात् शिश्न-गुदादिपापानिवर्त्तकत्वेन कथनाच्चाऽश्लीलत्वेन वामाचारवतामेवायं धर्म इत्यनुमीयतेऽत एव तद्धारणश्रद्धाऽभाववतां निन्दापि युज्यते अथवा शैवदीक्षावतां सन्ध्यायज्ञजपादिव्यतिरिक्तकाले तद्धारणावश्यकत्वबोधकानीति प्रतिभाति अन्यथा शिश्नगुदादिकृ-तपरस्त्र्यालिङ्गनादिकृतपापनिवर्तकत्वेन धर्मशास्त्रेषु प्रायश्चित्ततया त्रिपुंड्रभस्मादिधारणं विहितं स्यात् नत्वेवमतो नहि निन्दान्यायेन शैवमन्त्रोपदेशवतां सन्ध्याजपयज्ञहोम-श्राद्धादिव्यतिरिक्तकाले भस्मत्रिपुंड्रधारणस्य विधेयत्वेन सामंजस्ये तदनुरोधेन साधारणानामपि सर्वदा तद्धारणाप्राप्तेः वैष्णवानान्तु कैमुतिकन्यायेन तद्धारणाप्रा-प्तिरेवेति धर्मशास्त्रव्यवस्थामजानतामेव तद्धारणाग्रहबोधकानि वचांसीति ज्ञेयं सहृदयहृदयैः ॥

વિવેચન–શંકા–ઉપર બતાવ્યા પ્રમાણે ત્રૈવર્ણિકોને સર્વ નિત્યકર્મોમાં ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનુંજ સિદ્ધ થાય છે. ત્યારે આમ્નાયતત્વતરંગિણીમાં દશમા પૃષ્ઠથી પ્રારંભ કરીને ચૌદમા પૃષ્ઠ પર્યંત ત્રિપુંડ્ર અને ભસ્મ ધારણના વચનો લખેલાં છે તેની શી ગતિ થશે ?

ઉત્તર—જેમ અમે ઉપર વચનો લખેલાં છે તે કયાંના વચનો છે તે ઠેકાણું બતાવીને લખ્યાં છે. તેવીજ રીતે આમ્નાયતત્વતરંગિણીમાં તે વચનો કયાંના છે તે ઠેકાણું દેખાડયું નથી. તેથીજ એવો નિશ્ચય થાયછે કે આમ્નાયતત્વતરંગિણી કરનારને પણ તેમાં સંદેહ રહેલો છે. તેથીજ તેણે વચન લખ્યું છે કે “બ્રાહ્મણને ત્રિપુંડ્ર થાય, ક્ષત્રિયને અર્ધચંદ્ર–વૈશ્યોને વર્તુલાકાર એટલે ચાંદલા જેવું. અને શૂદ્રોને ઉદ્ધ્વપુંડ્ર એવી રીતે વાકયમાં તેના પદનો ફેરફાર કરેલો છે. અર્થાત્ પોતાને ગમતુ ત્રિપુંડ્ર બ્રાહ્મણોને કરવું પ્રાપ્ત થાય તેવા કારણને લીધે આગળ પાછળ શ્લોકના પદને ગોઠવી ખોટું વાકય જણાવ્યું છે. તે વાકય સારસંગ્રહ નામના ગ્રંથમાં બ્રહ્મરાત્રનું ઉદાહરણ તરીકે લખ્યું છે. તેનો એવો અર્થ છે કે “બ્રાહ્મણને ઉર્ધ્વપુંડ્ર. ક્ષત્રિયને અર્ધચંદ્ર–વૈશ્યને વર્તુલાકાર અને શૂદ્રને ત્રિપુંડ્ર કરવું.” એવો અર્થ થાય છે. તેને બદલે જાણી જોઇને કોઇને છેતરવા માટે કદાચિત્ શ્લોકનો પાઠ બદલ્યો હોય એમ સંભવેપરંતુ તે વાકયમાં પણ સર્વ વર્ણને સાધારણ રીતે તિલક કરવાપણું તેઓયેં સ્વીકારેલું છે. તેથી તેતે દેવના મંત્રોના ઉપદેશવાળાઓને આ વાકય ઉપયોગનું નથી. એવો અભિપ્રાય દેખાડવો જોઇયેં. તે દેખાડેલ નથી. તેથી તે બાબતમાં તેમને જ્ઞાન ન હોય એમ લાગે છે.

જે આમ્નાયતત્વતરંગિણીમાં લખ્યું છે કે વૈશ્યોને વર્તુલાકાર તિલક કરવાનો સ્મૃતિમાં લેખ છે તેથીજ શ્રાવક લોકો પોતાના વર્ણના ક્રમથી આવેલું વર્તુલાકાર (ચાંદલો) કરે છે. એમ લખ્યું છે ત્યાં અમે પૂછિયે છિયે કે શ્રાવકો ત્રૈવર્ણિક છે અથવા ત્રૈવર્ણિક ધર્મના આચારવાળા છે એમ તેઓ કબુલ કરે છે કે નથી કબુલ કરતા? જો ત્રૈવર્ણિક ધર્મના આચારવાળા છે એમ તેઓ સ્વીકારતા હોય તો તે શ્રાવકો જૈન

ધર્મનું આચારણ કરે છે તે ધર્મનો ઉપદેશજ શંકરાચાર્યે કરવો જોઇયે. (કેમકે તેઓ ત્રૈવર્ણિક ધર્મનો ઉપદેશ કરવાનો ફાંકો ધરાવે છે.) અને જો તે ત્રૈવર્ણિક ધર્મના આચારવાળા નથી એમ સ્વીકારતા હોયતો ત્રૈવર્ણિક ધર્મનો ઉપદેશ કરનારાઓયે ઉદાહરણમાં ત્રૈવર્ણિક ધર્મના આચારવાળા નહોય તેઓનું ઉદાહરણ આપ્યું છે. તે અયોગ્યજ ઉદાહરણ આપ્યું છે. યોગ્ય નથી. તેથી અયોગ્ય ઉપદેશ કરવાપણું પોતામાં સિદ્ધ કરે છે. તેમ તેઓને આટલી પણ ખબર જણાતી નથી કે તમામ શ્રાવકો ચાંદલો કરતા નથી. પણ શ્વેતાંબરો ચાંદલો કરે છે. અને દિગંબરો ઉર્ધ્વ તિલક કરે છે માટે શ્રાવકોનું ઉદાહરણ દીધું છે તે ગેરવાજબી છે.

વળી તેમણે લખ્યું છે કે વૈશ્યો ઉર્ધ્વપુંડ્ર ધારણ કરે છે તેને લઇને બ્રાહ્મણો પણ ઉર્ધ્વપુંડ્ર ધારણ કરે છે. તેનું પ્રયોજન પેટભરવા ખાતર તેવું આચરણ છે એમ તેઓ લખે છે પણ એટલો વિચાર કરતા નથી કે મોટા મોટા ધનાઢય વૈશ્યો પંડિતોમાં અગ્રેસરો એવા બ્રાહ્મણો અને માધવતીર્થના દાદા ગુરૂ કેશવાનંદ જેઓ દ્વારકામાં શંકરાચાર્ય પદને ભોગવતા હતા. તેઓ ગોપીચંદનનું ઉર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરતા હતા. તેઓમાંના કોઇને જો આપણે ઉર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરશું નહીંતો આપણું ઉદરપોષાણ થશે નહી. એવી બીક (ભય) સ્વપ્નમાં પણ હતી નહી. તે છતાં તેણે ઉદરપોષણના કારણ રૂપ ઠોકી પાડયું છે. એ લેખ કેવલ અદેખાઇ ભરેલો ભાંસે છે.

હવે તેમણે ત્રિપુંડ્ર ભસ્મધારણ કરવાનાં વાકયો આપ્યાં છે તેનો ખુલાસો કરતાં પેહેલાં ભસ્મનું સ્વરૂપ વેદમાં શું કહ્યું છે? તે બતાવવાની જરૂર હોવાથી શતપથ બ્રાહ્મણની બે શ્રુતિના ટુકડા નીચે બતાવિયે છીયે.

"अग्नेः पुरीषमसि" (હે ભસ્મ તું અગ્નિનો મલ છે.

"पृथिव्याः पुरीषमसि" (હે ભસ્મ તું પૃથ્વીનો મલ છે.)

ઇત્યાદિક વાકયોવડે અગ્નિ અને પૃથ્વીના મલરૂપ ભસ્મ છે એમ બતાવેલ છે, અને મલ અપવિત્ર છે. એમ ધર્મશાસ્ત્રથી સિદ્ધ છે. તેથી મલને ધારણ કરવો તે અપવિત્ર કરનાર છે, એવો નિશ્ચય થાય છે. તેથીજ, તત્વભાસ્કરાદિક નિબંધોમાં પદ્મપુરાણના ઉત્તર ખંડમાં ઉર્ધ્વપુંડ્રને ધારણ કરવાનો વિધિ બતાવેલ છે. ત્યાંના વાકયો લખેલાં છે તેમાં લખે છે કે, "પરબ્રહ્મ નારાયણ કરતાં બીજાનું અર્ચન કરવું નહીં. સારા કુલમાં ઉત્પન્ન થયેલો વિદ્વાન્ બ્રાહ્મણ જો ભસ્મ ધારણ કરતો હોય તો તેવા ભસ્મ ધારણ કરનાર બ્રાહ્મણને મદ્યથી એઠા થયેલા ઘડાને જેમ છોડી દેવાય છે. તેમ ભસ્મ ધારણ કરનાર બ્રાહ્મણને છોડી દેવો. કેમ કે શૂદ્ર જેવા પોતાના વર્ણથી પતિત થયેલા ત્રૈવર્ણિક અને શૂદ્રોને ત્રિપુંડ કરાય છે. બ્રાહ્મણ ત્રિપુંડ ધારણ કરવાથી પતિત થાય છે. એમાં સંશય નથી." તેમ સારસંગ્રહકાર વિગેરે તો બીજાં પણ વચનો ઉદાહરણમાં આપે છે. કે જેમ બ્રહ્મરાત્રમાં કહેલ છે કે "દ્વિજ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય, અને વૈશ્યોએ ત્રિપુંડ્ર તેમજ પટ્ટાકાર (સીધું) ઉર્ધ્વપુંડ્ર તિલક ધારણ કરવું નહીં. આપત્તિ આવી પડે તેવા વખતમાં પણ વિષ્ણુ શિવાય બીજા દેવની ભક્તિ કરવી નહિ. ત્રિપુંડ્રને ધારણ કરનાર તથા પટ્ટાકાર તિલકને ધારણ કરનાર બ્રાહ્મણને ચાંડાલની માફક જુએ કોઇ દિવસે પણ તેની સાથે સંભાષણ કરે નહીં. વિદ્વાન્ બ્રાહ્મણ રમત કરતાં

પણ ત્રિપુંડ્ર ધારણ કરે નહીં. કેમ કે ત્રિપુંડ્ર ધારણ કરવાથી બ્રાહ્મણ પતિત થાય છે તેમાં સંશય નથી. ત્રિપુંડ્ર ધારણ કરનારા અને નિત્ય જેનાં શરીરમાં ભસ્મ લાગેલી છે તેવા જેવું પોતાનું જ્ઞાન છે. તેવા પ્રલાપ કરનારા વેદત્રયીથી બાહ્ય ( ત્રણે વેદોથી નીકળી જશે ) થશે " ઇત્યાદિ અનેક વચનો છે. તે ભસ્મને મલરૂપ સમજી અપવિત્ર ગણીનેજ લખેલાં છે એમ માનિયે ત્યારે જ તે વચનોની સંગતિ મળે--તેથી જ બ્રહ્માના પુત્ર ભૃગુ ઋષિયે કોઇ દિવસ નિવૃત્ત ન થાય તેવો બ્રહ્મદંડ આપેલો છે, કે " જટા, ભસ્મ અને અસ્થિ (હાડકાં) ને ધારણ કરનાર મૂઢબુદ્ધિવાળા થઇને પવિત્રતા જેમની નાશ પામી ગઇ છે તેવા શિવદીક્ષામાં પ્રવેશ કરો " એવી રીતનો બ્રહ્મદંડ આપ્યો છે. તે અપવિત્ર થવાના કારણથી જ ઘટે છે. તેથી તેઓને ભૃગુએ આપેલા શાપને વશ થવાથી દુરાગ્રહ વધારે રહે છે.

તેઓયે " **त्र्यम्बकं यजामहे** " ઇત્યાદિક યજુર્વેદના મંત્રો લખેલા છે. તેમાં ભસ્મધારણના વિધિનો ગંધ પણ નથી. છતાં તે મંત્રો ફકત નહીં જાણનાર માણસને મોહ કરવાના કારણસરજ લખેલા છે. વળી તે મંત્રોમાં ભસ્મ ધારણની વાતનો અર્થ નહી હોવાથી કાંઇક સમજનાર લોકોને સમજવામાં આવે કે આ મંત્રોમાં ભસ્મ ધારણનો વિધિ નથી છતાં શા માટે તે મંત્રો ભસ્મ ધારણની બાબતમાં લખેલા હશે તેવા વિચાર ઉપર તે લોકો આવે ત્યારે અજાણ્યા માણસને મોહ કરવા માટે તે મંત્રો લખેલા છે. એમ સમજવામાં આવે એટળા માટે મોહ કરવાની બાબત છાની રાખવા માટે તે મંત્રોનો અર્થ લખેલો છે. તે જો કે બરોબર નથી તો પણ તેમાં એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે ભસ્મનુ અભિમંત્રણ કરવા સારૂ આ મંત્રો છે. તેમાંથી એવો અભિપ્રાય નિકળે છે કે ભસ્મ (મલરૂપ હોવાથી) પ્રથમ અપવિત્ર હતી. તેને વૈદિક મંત્રોનો ઉચ્ચાર કરી પાણી છાંટી પવિત્ર કરવી. તેથી તેઓના સમજવામાં પણ ભસ્મની અપવિત્રતા છે ખરી. એ સ્પષ્ટ દેખાય છે.

હવે તે શિવાયનાં જે વચનો લખેલાં છે તે કયાંનાં છે એમ આમ્નાયતત્વતરંગિણીમાં લખેલું નથી. તેથી તે ઉત્તર દેવા લાયક નથી. તોપણ તેઓએ પ્રમાણપણાથી ગ્રહણ કરેલાં છે. તેથી તેની અમે વ્યવસ્થા લખિયે છિયે કે—ત્રિપુંડ્ર ભસ્મધારણ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યોને માટે નથી એમ અમે ઉપર સિદ્ધ કરેલું છે. તેથી તેમજ સર્વ વાકયોમાં શિવનાં નામ લખેલાં છે. તેથી અને ગુહ્ય ( લિઙ્ગ ) ગુદા તથા બન્ને પડખાંથી થયેલા પાપને નિવૃત્ત કરનાર ભસ્મ છે. એમ લખેલું છે જે વાંચતાં પણ ખરાબ લાગે તેવાં વાકયો હોવાથી વામધર્મવાળાનો જ આ ધર્મોપદેશ છે, એવું અનુમાન થાય છે. તેથી જ વામાચારવાળા હોય તેઓ ભસ્મધારણ કરવામાં શ્રદ્ધા ન રાખતા હોય તેઓની નિંદા કરે તે પણ ઘટે છે. અથવા શૈવમંત્રની દીક્ષાવાલાઓને સંધ્યા, યજ્ઞ, અને જપ વિગેરે નિત્યકર્મ કરવાના સમય શિવાય બીજા સમયમાં ભસ્મધારણ કરવું જોઇયે એમ બતાવનાર તે વચનો છે. એવો તેનો અભિપ્રાય દેખાય છે. એમ ન હોય તો મૂત્રેંદ્રિય, ગુદા, અને પરસ્ત્રીનાં આલિંગનથી કરેલું પાપ ભસ્મધારણ કરવાથી નિવૃત્ત થતું હોય તો ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં તેવાં થયેલાં પાપોની નિવૃત્તિ માટે ત્રિપુંડ્ તથા ભસ્મધારણનુંજ વિધાન કરવામાં

આવતું પરંતુ તેવું વિધાન કરેલું નહીં હોવાથી સ્પષ્ટ માલુમ પડે છે કે વામાચાર-વાળાઓ અથવા શૈવી દીક્ષાવાળાઓને માટે તે વચનો છે. તેથી "नहि निन्दा[1] न्याय" થી શૈવમંત્રના ઉપદેશવાળાઓને સંધ્યા, જપ, યજ્ઞ, અને હોમ વિગેરે નિત્ય કર્મ કરવાના સમય શિવાયના સમયમાં ભસ્મ ત્રિપુંડ ધારણ કરવાની જરૂર બતાવવા માટે તે વચનો છે. એવી વ્યવસ્થા કરિયે તો સંધ્યા વિગેરે નિત્ય કર્મો ઉર્ધ્વપુંડ્ર વગર નિષ્ફલ થવાનાં ઉપર વચન લખેલાં છે. તેનો પણ બાધ ન થાય અને ત્રિપુંડભસ્મ ધારણ કરવાનાં આમ્નાયતત્વતરંગિણીમાં વાકયો લખેલાં છે તે પણ શૈવી દીક્ષાવાળા ધારણ કરે એટલે બાધિત ન થાય એવી વ્યવસ્થા ધર્મશાસ્ત્રના પ્રસિદ્ધ નિબંધો માન્ય રાખીને કરવાની આવશ્યકતા છે. જેમકે ચંદ્રપ્રભા ગુટિકા જેવું એક ઔષધ–વાત, પિત્ત અને કફથી થયેલા સર્વ રોગોને મટાડે છે. એમ લખેલું છે. તેથી સર્વ રોગોને તેજ ઉપયોગી છે. એવું સમજીને આમ્નાયતત્વતરંગિણી છપાવનાર વૈદ્યશાસ્ત્રી જેવા જ્વર કે અજીર્ણ ઉપર ચંદ્રપ્રભા આપે તો રોગીનો નાશ થયા વિના રહે નહી. તેમજ કેટલાએક ઔષધોને માટે એવી રીતે લખેલું છે કે એક આ ઔષધ સર્વથી ઉત્તમ છે. બીજાં ઔષધો આની પાસે કોઇ કામનાં નથી. તેનું તાત્પર્ય બીજાં ઔષધો નહીં કરવામાં હોતું નથી. પરંતુ એ ઔષધ વાપરીજોવામાં તેનું તાત્પર્ય હોય છે. અને સદ્વૈદ્યો પણ તેવીજ રીતે સમજીને જે રોગીને જે જે રોગ ઉપર જે જે ઔષધો ઉપયોગી હોય તેતે ઔષધો તેતે રોગીને આપે છે. પણ બીજાં ઔષધો ખોટાં છે એમ ઉત્તમ વૈદ્યો સમજતા નથી. તેવી જ રીતે વિદ્વાનોયે તમામ વાકયોની વ્યવસ્થા કરવી એજ યોગ્ય છે. પરંતુ એક તરફનાં વાકયો જોઇને બીજા તરફનાં વાકયો જોયા વગર તે પક્ષ ખોટો છે એમજ સહસા કહી દેવું અને એક તરફનાં વાકયોનો આગ્રહ રાખવો એ ધર્મશાસ્ત્રની વ્યવસ્થા ન જાણુતા હોય તેઓને માટે છે. બાકી જેઓ ધર્મશાસ્ત્રનાં વચનો જાણે છે તે તમામ વચનોની વ્યવસ્થા કરે છે. અને કોઇ જાતનો આગ્રહ નહી બતાવતાં ખરેખરો સત્ય માર્ગ પકડી તમામ વચનોની વ્યવસ્થા કરે તેજ ઉત્તમ પંડિત કે શાસ્ત્રી કહેવાય છે. એમ હૃદયના વિચાર સહિત સુજ્ઞ પંડિતોયે સમજવું.

किंच शिवस्य सर्वदा भस्मधारणं "चिताभस्मालेपः" इत्यादिप्रसिद्धस्तोत्रेषु प्रसिद्धमतस्तद्भक्तैरपि भस्मधारणमवश्यं विधेयमिति संभाव्यते यदि तदा शैवदीक्षावतो शिवचिन्हत्वेन भस्मधारणं प्राप्नोति परन्तु संप्रदायानुसारिणी शैवदीक्षोच्छिन्नप्रायेति "संप्रदायविहीना ये मन्त्रास्ते निष्फला मताः" इत्यादि वाक्यानुसारेण तन्मन्त्राणान्नैष्फल्यबोधनात्कृतं तदा तच्चिह्नधारणेन यथाग्रहग्रहिलतया शैवानां तद्धा-

---

1—એક બાબત કરવાની આવશ્યક્તા બતાવવાની જરૂર હોય, એના પ્રસંગમાં બીજી બાબતનીનિંદા કરે તેનું તાત્પર્ય નિંદા કરવામાં હોતું નથી. પરંતુ જે બાબત કરાવવાની હોય તેની જરૂરી બતાવવા માટે તેની પ્રસંશા કરવાનું તાત્પર્ય હોય છે. તેને નહિ નિંદાન્યાય પંડિતો કહે છે.

रणेऽतिश्रद्धा चेत् चिताभस्मधारणमेव विधेयं नतु यतः कुताश्चिदानीयेति विदांकुर्वन्तु विद्वज्जनाः किं तदनुकल्परूपान्यभस्मधारणेनेत्यष्टादशपृष्ठमारभ्य त्रयोविंशतिपृष्ठपर्यन्तं प्रदर्शितभस्मत्रिपुंड्रधारणवाक्यजाले दत्तोत्तरं ज्ञेयं पूर्वप्रदर्शितसन्दर्भाच्च.

વિવેચન—વળી શિવજીને સર્વદા ભસ્મ ધારણ છે. એમ મહિમ્ન વિગેરે સ્તોત્રોમાં લખેલું પ્રસિદ્ધ વાંચવામાં આવે છે. તેથી શિવજીના ભકતોયે પણ સર્વદા અવશ્ય ભસ્મ-ધારણ કરવું જોઇયે. એમ જો સંભાવના થઇ હોય તો શૈવદીક્ષાવાળાઓને શિવનાં ચિન્હ-પણાથી ભસ્મધારણ પ્રાપ્ત થાય ખરૂં. પણ હાલ શૈવી સંપ્રદાયને અનુસરતી શૈવીદીક્ષા ઘણું કરીને ઉચ્છિન્ન જેવી થઇ ગઇ છે. અને "સંપ્રદાય વગરના મંત્રો નિષ્ફલ માનેલા છે." એવું મંત્રશાસ્ત્રનું વાકય છે. તેને અનુસારે શૈવમંત્ર સાંપ્રદાયિક દીક્ષા વગર લીધા હોય તેમની નિષ્ફલતા જણાવેલી છે. તેથી (શૈવદીક્ષાવાળા તો થયા નહીં એટલે) તેનાં ચિન્હનું ધારણ કરવાથી શું ફલ છે? કાંઇજ નહી. તે છતાં આગ્રહથી ઘેરાઇ ગયેલા થઇને શૈવોને ભસ્મધારણ કરવામાં અત્યંત શ્રદ્ધા હોય તો ચિતાભસ્મનુંજ ધારણ કરવું જોઇયે. ગમે ત્યાંથી લઇઆવેલી ન જોઈયે એમ પંડિતજનોયે સમજી લેવું. પણ તે ચિતાભસ્મને બદલે બીજી ભસ્મ ધારણ કરવાથી શિવજીનું ચિન્હ કેમ મનાય? માટે અઢારમા પૃષ્ટથી આરંભીને ત્રેવીશમા પૃષ્ટ સુધી ભસ્મ ત્રિપુંડ્ ધારણનાં વાકયોનો સમૂહ લખ્યો છે તેનો ઉત્તર આવી ગયો એમ સમજવું. તેમ ત્રિપુંડ્ ભસ્મ ધારણ કરવાના વાકયોની વ્યવસ્થા કરવા પર્યંત ઉપર જવાબ દેવાઈ ગયો છે. તેથી પણ તેનો જવાબ આવી ગયો છે. એમ સમજવું.

अपरञ्च चतुर्विंशतिपञ्चविंशतिपृष्ठयोरुद्राक्षणधारणविधिरुक्तस्तत्र रुद्राक्ष-स्वरूपं नोक्तं तदत्रोच्यते रुद्राक्षजाबालोपनिषदि कालाग्निरुद्रवाक्यम् ।

दिव्यवर्षसहस्राणि चक्षुरुन्मीलितं मया ।
भूमावक्षिपुटाभ्यां तु पतिता जलबिन्दवः ॥
तत्राश्रुबिन्दवो जाता महारुद्राक्षवृक्षकाः ॥

एवं रुद्राक्षिजलबिन्दव एव रुद्राक्षा जाता इति स्पष्टतया निरूपितं तेन अश्रु-रूपत्वं निःसंदिग्धं निरूपितं अश्रूणाञ्च बृहदारण्यकोपनिषदि चतुर्थेऽध्याये पञ्चमब्राह्मणे "सर्वेषां विसर्गाणां पायुरेकायनं" इति मलरूपत्वमेवोपपादितं तेन मलरूपरुद्राक्षाणां पावित्र्यं कीदृगनुसन्धेयमित्यपि मलस्य पावित्र्यज्ञानेन ज्ञातमेव भवति समेषां विद्वज्ज-नानाम् अतएव शवमुण्डाभरणानुकल्परूपत्वमपि शिवस्य शवमुण्डाभरणवत्त्वेन तच्चि-ह्नरूपतया परिणमतीति तद्धारणेनापि तादृक्पावित्र्यमेव भवतीति के न जानन्ति ? सर्वेऽपि जानन्त्येव किञ्च.

"श्वेतास्तु ब्राह्मणा ज्ञेयाः क्षत्रिया रक्तवर्णकाः ॥
पीतास्तु वैश्या विज्ञेयाः कृष्णाः शूद्रा उदाहृताः ॥
ब्राह्मणो बिभृयात्श्वेतान् रक्तान् राजा तु धारयेत ॥
पीतान्वैश्यस्तु बिभृयात कृष्णाञ्छूद्रस्तु धारयेत् ॥

इति वर्णपरत्वेन वर्णात्रिपर्यासो निरूपितः तं क्रममपहाय कृष्णवर्णानेव धारयन्तो द्विजाः शूद्रा एव कथं न स्युरिति विचारणीयं विद्वज्जनैः अन्यच्च तत्र भिन्नभिन्नसङ्ख्याकरुद्राक्षधारणेन दशगोप्रदानाद्विसहस्रगोप्रदानादिफलं निरूपितं तेनैव तत्फलाकांक्षिणां सकामानामेवोपयोगित्वं दरीदृश्यते नतु निष्कामानां भगवद्भक्तानां शैवानां वा—

વિવેચન—બીજું ચોવિશમા તથા પચીશમા પૃષ્ટમાં રૂદ્રાક્ષધારણના વિધિનાં વાકયો લખેલાં છે. તેમાં તેનાં સ્વરૂપનાં વાકયો છે. તે તેમણે લખેલાં નથી. પણ તે ધારણ કરવાનો વિધિ બતાવવો ત્યારે તેનું સ્વરૂપ પણ સમજાવવું જોઇયે. તો આ વાકયો રૂદ્રાક્ષજાબાલોપનિષદ્દનાં છે તેમાં કાલાગ્નિરૂદ્રનું વાકય છે. કે " દેવતાઓના હજાર વર્ષ સુધી મેં એક નેત્ર ઉઘાડું રાખ્યું ત્યારે બે અક્ષિપુટવડે પૃથ્વી ઉપર જલનાં બિંદુવો પડયાં તેમાં જે આંસુનાં બિંદુઓ હતા તે મહારૂદ્રાક્ષનાં વૃક્ષો થયાં એમ લખેલું હોવાથી રૂદ્રનાં આંસુનાં બિંદુઓજ રૂદ્રાક્ષ થયાં છે. એમ સ્પષ્ટ બતાવેલું છે. તેથી રૂદ્રાક્ષ આંસુરૂપ છે. એમ તો વિઘ્નવગર જણાઇરહે છે. અને અશ્રુનું સ્વરૂપ કેવું છે તે બાબત વિચાર કરતાં યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદ્દના ચોથા અધ્યાયના પાંચમા બ્રાહ્મણમાં કહેલું છે કે "શરીરમાંથી આંસુ–પરશેવો–વિગેરે જેટલા પદાર્થો નિકળે છે. તેનું મુખ્ય સ્થાન ગુદા ઇંદ્રિય છે અર્થાત્ પૃથ્વી ઉપર જેટલા સ્થલમાં જલ છે. તે સર્વ જલનું એક સ્થાન જેમ સમુદ્ર છે. તેમ આખા શરીરમાંથી નિકળતા સર્વ પદાર્થોનું ગુદા એક સ્થાન છે. એમ લખેલું છે." તેથી આંસુ મલ રૂપ છે. એમ સ્પષ્ટ સિદ્ધ થાય છે. તેથીજ તે મલરૂપ રૂદ્રાક્ષની પવિત્રતા જેવી મલની પવિત્રતા તેવીજ પવિત્રતા તેમની હોવી જોઇયે. એમ સ્પષ્ટ સર્વ વિદ્વજ્જનોને જણાવી આપે છે. માટે શરીરમાં મલ લાગવાથી જેવું શરીર પવિત્ર થાય તેવુંજ રૂદ્રાક્ષ ધારણકરવાથી પવિત્ર થાય એ પણ સ્પષ્ટ જણાઇ આવે છે. તેથીજ શિવજી મુડદાના માથાના આભરણવાળા હોવાથી તેમના ચિન્હરૂપથી મુડદાના માથાના આભરણના બદલારૂપ રૂદ્રાક્ષ છે એમ પણ ઘણાઓનું કહેવું છે. તે પણ સિદ્ધ રહે છે. અને તેમનું ધારણ કરવાથી મુડદાના માથાના ધારણ કરવાથી જેટલી પવિત્રતા થાય તેટલી જ પવિત્રતા થાય તે પણ કોણ જાણતું નથી? સર્વે જાણે છે.

વળી તેજ ઉપનિષદ્દમાં રૂદ્રાક્ષનું વિશેષ સ્વરૂપ બતાવતાં લખેલું છે કે " સફેત રૂદ્રાક્ષ બ્રાહ્મણ જાણવા, રાતા હોય તે ક્ષત્રિય જાણવા, પીળા રૂદ્રાક્ષ હોય તે વૈશ્ય

જાણવા, અને કાળા હોય તે શૂદ્ર જાણવા તેમાં બ્રાહ્મણ હોય તે સફેત રૂદ્રાક્ષ ધારણ કરે, રાજા હોય તે લાલ રૂદ્રાક્ષ ધારણ કરે, વૈશ્ય હોય તે પીળા અને શૂદ્ર હોય તે કાળા રૂદ્રાક્ષ ધારણ કરે " એમ જુદા જુદા વર્ણવાળા જુદા જુદા રંગના રૂદ્રાક્ષ પેહેરે એમ લખેલું છે. તે લખેલા રંગવાળા રૂદ્રાક્ષને છોડી દઇને કાળા રંગના રૂદ્રાક્ષને પેહેરનારા બ્રાહ્મણો હોય તો તેઓ શૂદ્ર કેમ ન કહેવાય? તે પણ વિદ્વાનોએ સમજી લેવું (અને સંન્યાસીઓને કેવા રંગના રૂદ્રાક્ષ પેહેરવા તે વાત તો તેમાં લખી નથી તે છતાં તેઓ કાળા રંગના રૂદ્રાક્ષ પેહેરતા હોય તો તેઓને કેવા કહેવા? તે પણ વિદ્વાનોયેં સમજી લેવું જોઇયેં.) અને સાત મોઢાના રૂદ્રાક્ષ પેહેરવાથી મોહોટી જ્ઞાન સંપત્તિ થાય એમ પણ એ ઉપનિષદ્‌માં લખેલું છે. તેથી તેને પછી ઉપનિષદ્ વાકયોનો ઉપદેશ કરવાનું શું કારણ છે? ફક્ત એટલુંજ કહેવું જોઇયેં કે તું સાત મોઢા વાળી રૂદ્રાક્ષ પેહેર એટલે બસ છે. વળી તેમાં એમ લખેલું છે કે તે રૂદ્રાક્ષ વાણીમાં બોલે એટલે દશ ગાયો આપવાનું ફલ મલે અને હાથે સ્પર્શ કરી ધારણ કરે તેને બે હજાર ગાયો આપવાનું ફલ મળે. ઇત્યાદિક જુદા જુદા ફલો લખ્યાં છે. તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે સકામ શિવભકતોને માટે રૂદ્રાક્ષ ધારણ કરવાનો વિધિ કહેલો છે. અને તેઓને જ તે ઉપયોગી છે. પણ નિષ્કામ વિષ્ણુભક્ત કે શિવભક્તને ઉપયોગી નથી.

यच्च भूतिधारणं विभूतिधारणं वा यत्रकुत्रचित् विधीयते तत्र "विभूतिर्भूतिरैश्वर्य" मिति कोशात् "यद्यद्विभूतिमत्सत्वं" मिति स्मृतेश्च तत्तत्कृतहोमगुणरूपैश्वर्यधारणमेव तद्वन्दनत्वेनाभिप्रेयते नतुत्रिपुंड्राकारभस्मधारणमतो भूतिविभूतिशब्दैरपि न भ्रमितव्यं कैश्चिदपि तेन यज्ञादिषु तत्पत्न्यै होमो विधीयते तत्र तत्फलरूपैश्वर्यप्राप्त्यर्थं तत्प्राप्तिचिह्नत्वेन होमशेषभस्मवन्दनं विधीयतइति न तेन तदभीष्टसिद्धिः ॥

कण्ठीमाहात्म्यन्तु "वैष्णवा वै वनस्पतयः" इति श्रुत्यनुसारेण वैष्णवत्वधर्मविशिष्टवनस्पतिसमुद्भूततया वैष्णवत्वबोधनेन सिद्धमेवसर्वसाधारणत्वेन वैष्णवत्वं तत्र व्रजस्थवनस्पतीनान्तु "वृक्षे वृक्षे वेणुधारी पत्रे पत्रे चतुर्भुजः" इत्यादिवाक्येन भगवत्स्थितितया स्वपूरितवेणुनिष्ठसुधासम्बन्धतया च पवित्रत्वे केषां शङ्का जायते ? पामरव्यतिरिक्तानां सज्जनविदुषाम् तत्रापि "वृन्दा भक्तिः" इतिश्रुतौ वृन्दाया भक्तिरूपत्वबोधनात् वृन्दारूपतुलस्याः पावित्र्यकरत्वे तु सुतरां शङ्कापङ्ककलङ्कितचेतसामपि शङ्कोदयस्यानवसरपराहतत्वेन तद्धारणे विवादविस्मरणमेव समीचीनमिति ज्ञेयं सत्पुरुषैः अतएव "ये कंठलग्नतुलसीनलिनाक्षमालाइत्यादीनि पुराणवाक्यानि पावित्र्यकराणि दृश्यन्ते

अन्यच्च " इतिहासपुराणं पञ्चमं वेदानां वेदं " इति छान्दोग्ये सनत्कुमारनारदसंवादे नारदवाक्यात् वेदोपबृंहकत्वेन तैःस्वीक्रियन्ते तानि नवा ? आद्ये तत्र तत्र

बहूनि वाक्यानि दृश्यन्ते तुलसीमालोऽर्ध्वपुंड्रधारणप्रतिपादकानि तन्मध्यतः कानिचित् प्रदर्शितान्युपरि स्थलनिर्देशपूर्वकानिति तैस्सन्तोष्टव्यम् द्वितीये च दयानन्दीयत्वापत्तिः। नच चतुर्वेदान्तर्गतान्येव तानि ग्राह्याणीति भ्रमितव्यं तत्र वेदत्वस्यैव जागरूकत्वेनेतिहासपुराणवाच्यताया अभावात् वेदानां वेदत्वस्यासंभवात् पञ्चमं वेदमिति पञ्चमसङ्ख्याया विरोधापत्तेश्चेत्यन्यत्र विस्तरः वेदसमानकक्षमन्तरा वेदोपबृंहकत्वं न संभवतीति तर्कस्तु पञ्चमं वेदानां वेदमिति श्रुत्यैव पराहत इति ज्ञेयं तेनेतिहासपुराणानां वेदोपबृंहकत्वं स्वीकार्यमेव सर्वदाऽऽस्तिकजनैः।

વિવેચન—યજ્ઞાદિક વિગેરેમાં છેવટ હોમ કરવામાં આવે છે ત્યાર પછી વિભૂતિનું વંદન કરવાનું વિધાન કોઇ કોઇ સ્થલમાં જોવામાં આવે છે તેનો અભિપ્રાય એવો છે કે વિભૂતિ અને ભૂતિ શબ્દ ઐશ્વર્યને કહેનારા છે. એમ અમરકોશાદિકમાં લખેલું છે. અને ગીતાજીમાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને દશમા અધ્યાયમાં વિભૂતિનું વર્ણન કરી સંભળાવેલ છે ત્યાં જે જે વિભૂતિવાળું સત્વ હોય તે મારા તેજના અંશથી થયેલું છે. એમ કહેલ છે. ત્યાં પણ વિભૂતિ શબ્દ ઐશ્વર્યના અર્થમાં જ યોજેલો છે તેથી તે યજ્ઞાદિક કરનારે તેની પૂર્તિ થવામાટે હોમ કરેલો છે. તેના ગુણરૂપ ઐશ્વર્યનું ધારણકરવારૂપ ચિન્હથી ભસ્મનું વંદન કરવારૂપ અભિપ્રાય છે. કાંઇ ત્રિપુંડ્રને આકારે ભસ્મધારણ કરવાનો અભિપ્રાય નથી. તેથી ક્યાંય ભૂતિશબ્દ આવે અથવા વિભૂતિ શબ્દ આવે તેથી કાંઇ કોઇયેં ભ્રમ રાખવાનો નથી; કેમકે જેકાર્યમાટે યજ્ઞાદિક કરવામાં આવે છે અથવા નિષ્કામપણાથી યજ્ઞાદિક કરવામાં આવે છે તે પૂર્ણ થવા માટે છેવટ હોમ કરાય છે. ત્યાં તે યજ્ઞાદિક કરવામાં આવ્યું તેતો નિવૃત્ત થયું, પણ તેમાં ફલરૂપ ઐશ્વર્ય પ્રાપ્ત થયું. એમ બતાવવામાટે યજ્ઞના ફલની પ્રાપ્તિના ચિન્હપણાયેં કરીને હોમ કર્યા પછી ત્યાં બાકી રહેલ જે ભસ્મ તેનું વંદન કરવાનું વિધાન છે. તેથી એવું સિદ્ધ થાય છે કે તે યજ્ઞાદિક કરનારેજ હોમ કર્યા પછી ભસ્મનું વંદન કરવું. પણ સાધારણ માણસે તે ભસ્મ અથવા બીજી ગમે ત્યાંથી લઇને ભસ્મ કરવાનું સિદ્ધ થતું નથી. તેથી ચોપડીમાં લખેલો અભિપ્રાય સિદ્ધ થતો નથી. અને કંઠીનું માહાત્મ્યતો "સર્વ વનસ્પતિયો વૈષ્ણવ છે" એવી રીતે શ્રુતિમાં (વેદમાં) કહેલું છે તેને અનુસારે વિચાર કરિયેં તો વૈષ્ણવત્વરૂપ ધર્મ સર્વ વનસ્પતિમાં રહેલો છે. તે વનસ્પતિમાંથી કંઠી બનાવવામાં આવે છે. તેથી સર્વ વનસ્પતિને વૈષ્ણવપણું હોવાથી તેમાંથી બનાવેલ કંઠીયોને વૈષ્ણવપણું સિદ્ધ છે. તેમાં વ્રજમાં રહેલી સર્વ વનસ્પતિયોને માટે તો "વૃક્ષ વૃક્ષમાં વેણુધારી ભગવાન્ રહેલા છે. અને પત્ર પત્રમાં ચતુર્ભુજ ભગવાન્ રહેલા છે" ઇત્યાદિક વાક્યો હોવાથી સર્વ વૃક્ષ તથા વનસ્પતિયોમાં ભગવાનની સ્થિતિ છે. તેથી અને ભગવાને પોતાની અધરસુધાયે પૂરેલી વેણુમાં રહેલ સુધાનો સંબંધ સર્વ વૃક્ષ તથા વનસ્પતિયોને હોવાથી તેની પવિત્રતામાં પામરલોક શિવાય કયા સર્જ્જન પંડિતોને શંકા ઉત્પન્ન થાય? તેમાં પણ "વૃંદા ભક્તિ છે"

એવી રીતે શ્રુતિમાં વૃંદાને ભક્તિરૂપ બતાવેલી છે. તેથી વૃંદારૂપ તુલસીને પવિત્ર કરવાપણામાં તો શંકારૂપ કીચથી જેનું ચિત્ત મલીન થઇગયેલું હોય તેઓને પણ શંકા ઉદય થવાનો સંભવજ આવતો નથી: તેથી તુલસીધારણ કરવામાં વિવાદ કરવાનું ભૂલી જવું એ સજ્જન પુરૂષોયેં જાણવું. તેથીજ "જેના કંઠમાં તુલસીની માલા છે તે વૈષ્ણવો જગત્ આખાને પવિત્ર કરે છે" એવી રીતના પુરાણના વચનો પણ બીજાને પવિત્ર કરવાપણાથી દેખાય છે.

બીજું અમે પૂછિયે છિયેં કે "ઇતિહાસ પુરાણ વેદોમાંનો પાંચમો વેદ છે." એમ છાંદોગ્ય ઉપનિષદ્‌ના સાતમા પ્રપાઠકના પ્રારંભમાં સનતકુમારનારદના સંવાદમાં નારદનું વચન છે તેથી ઇતિહાસ પુરાણ વેદનું ઉપબ્રંહણ (અર્થનું વિવેચન કરી પુષ્ટિ) કરવાવાળાં છે એમ તેઓ કબૂલ કરે છે કે નથી કરતા? જો કબૂલ કરતા હોય તો ઇતિહાસપુરાણમાં તેતે સ્થલોમાં તુલસીની માલા અને ઉર્ધ્વપુંડ્ર ધારણ કરવાનાં ઘણાં વચનો દેખાય છે. તેમાંથી કેટલાક વચનો અમે ઉપર સ્થલસહિત (ઠેકાંણાવાર) બતાવીને દેખાડેલાં છે તેનાથી તેઓએ સંતોષ રાખવો, અને જો ઇતિહાસ પુરાણ વેદના ઉપબૃંહકપણાથી (અર્થનું વિવેચન કરી પુષ્ટિ કરનારાં) તેઓ માનતા ન હોય તો તેઓમાં અને આર્યસમાજીઓમાં તફાવત શી? એવો વિચાર કરતાં આર્યસમાજીયો પુરાણને માનતા નથી અને તેઓ પણ માનતા ન હોય તો તેઓમાં આર્યસમાજીપણુ જરૂર આવી જાશે.

શંકા—છાંદોગ્ય વિગેરે ઉપનિષદ્‌માં ઇતિહાસપુરાણ લખેલ છે તે વેદની અંદરનાજ ઇતિહાસપુરાણ ગ્રહણ કરવા.

ઉત્તર—એવો ભ્રમ (ભૂલ) રાખવાનો નથી. કેમકે વેદની અંદર ઇતિહાસો છે તેતે સર્વત્ર વેદશબ્દથીજ ઓળખાય છે. ઇતિહાસ પુરાણપણું તેમને કહેવાતું નથી. તેમ વેદની અંદરના ઇતિહાસો વેદના વેદ કહેવાય નહીં અને છાંદોગ્ય ઉપનિષદ્‌માં તો ઇતિહાસ પુરાણને વેદનાવેદ કહેલ છે. એટલે વેદના અર્થને જણાવનાર કહેલ છે. વેદના અર્થને જણાવનાર વેદની અંદરનો ભાગ કેમ કહેવાય? તેમ વેદ તો ચાર છે તેમની અંદરનો ભાગ તો ચારની અંદર આવી જાય છે. અને અહિયાં તો ઇતિહાસ પુરાણ પાંચમો વેદ કહેલો છે. તેથી ચાર વેદની અંદરનો ભાગ ઇતિહાસ પુરાણ માનિયેં તો પાંચમો વેદ તે થઇ શકે નહી. એટલે પાંચમી સંખ્યાનો વિરોધ આવે છે. એ બાબત બીજા ગ્રંથોમાં વિસ્તારથી લખેલ છે. અને વેદની બરોબર કક્ષાવાળું હોય તેજ વેદનુ ઉપબૃંહણ કરે. તે શિવાયનું વેદનું ઉપબૃંહણ કરનાર હોય નહી. એવો તર્ક થાય તેતો વેદોનો પાંચમો વેદ છે. એમ છાંદોગ્યમાં કહેલું છે તેમાં એને પણ પાંચમો વેદ છે. એમ કહેલ છે. તેથી તે તર્ક નિવૃત્ત થાય છે. માટે ઇતિહાસ પુરાણ વેદના ઉપબૃંહક છે (વેદના અર્થને બતાવનાર છે.) એમ આસ્તિકજનોયે હંમેશાં સ્વીકારવુંજ જોઇયે.

अन्यथा वेदोदितकर्मण्यपि द्वापरानिवृत्तेः तथाहि " आहिताग्निमग्निभिर्दहति यज्ञपात्रैश्च" इति श्रुत्या मर्वस्य साग्निकस्य श्रौताग्निभिर्दाहे प्राप्ते पतितस्याहिताग्नेः कथं दाहो विधेयः ? इति शङ्कोदेति तन्निवृत्यर्थं श्रुत्यन्तराभावे " वैतानं प्रक्षिपेदप्सु आवसथ्यं चतुष्पथे पात्राणि तु दहेदग्नौ यजमाने वृथा मृते " इतिपुराणवाक्येन पतितातिरिक्ताहिताग्निविषयिणीयं श्रुतिरित्यवबोधो भवति एवमेव छान्दोग्योपनिषदि सामोपासनप्रस्ताव "उपमन्त्रयते स हिङ्कारो ज्ञपयते स प्रस्तावः स्त्रिया सह शेते स उद्गीथः प्रतिस्त्री सह शेते स प्रतिहारः कालं गच्छति तन्निधनं पारं गच्छति तन्निधनमेतद्वामदेव्यम् मिथुने प्रोतं स य एवमेतद्वामदेव्यं मिथुने प्रोतं वेद मिथुनी भवति मिथुनान्मिथुनात् प्रजायते सर्वमायुरेति ज्योग्जीवति महान्प्रजया पशुभिर्भवति महान् कीर्त्या न काञ्चन परिहरेत्तद्व्रतं ॥

तदुपरि भाष्ये श्रीमच्छङ्कराचार्यैः--

" उपमन्त्रयते सङ्केतं करोति प्राथम्यात्स हिङ्कारः ज्ञपयते तोषयति सप्रस्तावः सह शयनमेकपर्यङ्के गमनं स उद्गीथः श्रैष्ठ्यात् प्रतिस्त्रीशयनं स्त्रियोऽभिमुखीभावः स प्रतिहारः कालं गच्छति मैथुनेन पारं समाप्तिंगच्छति तन्निधनमेतद्वामदेव्यं मिथुने प्रोतं वाय्वम्बुमिथुनसम्बन्धात् सयइत्यादि पूर्ववत् मिथुनीभवत्यविधुरो भवतीत्यर्थः मिथुनान्मिथुनात्प्रजायतइत्यस्योपासितुरेतस्त्वमुच्यते न काञ्चन काञ्चिदपि स्त्रियं स्वात्मतल्पप्राप्तां न परिहरेत्समागमार्थिनीं वामदेव्यसामोपासनाङ्गत्वेन विधानात् एतस्मादन्यत्र प्रतिषेधस्मृतयो वचनप्रामाण्याच्च धर्मावगतेर्न प्रतिषेधशास्त्रेणास्य विरोधः" इतिभाष्यं कृतम् तदुपरि आनन्दगिरिणाच.

" उत्तराधरारणिस्थानीययोः स्त्रीपुरुषयोरवाच्यकर्मणि प्रवृत्तयोर्मन्थनसामान्यान्मन्थनादिदृष्ट्यनन्तरं मैथुनदृष्टिं विदधाति उपमन्त्रयत इत्यादिना पुरुषो हि पशुकर्मार्थं स्त्रियं वस्त्रादिना प्रीणयति तस्मिन्नारंभसामान्यात्प्रस्तावदृष्टिरित्याह । ज्ञपयतइति कुतो वामदेव्यस्य साम्नो मिथुने प्रोतत्वं तत्राह वाय्वम्बुमिथुनेति वायोरपाञ्च मिथुनं तथासम्बन्धाद्वामदेव्योत्पत्तेरुक्तत्वात्तस्य मिथुने प्रतिष्ठितत्वं युक्तमित्यर्थः । न काञ्चनेति वाक्यमादाय व्याचष्टे काञ्चिदपीति पराङ्गनां नोपगच्छेदिति स्मृतिविरोधमाशङ्क्याह वामदेव्येति विधिनिषेधयोः सामान्यविशेषविषयत्वेन व्यवस्था सिद्धेति भावः । किञ्च शास्त्रप्रामाण्यादत्र धर्मोऽवगम्यते न काञ्चन परिहरेदिति च शास्त्रावगतत्वादवाच्यमपि कर्म धर्मो भवितुमर्हति । तथा च श्रौतेऽर्थे दुर्बलायाः स्मृतेर्नै प्रतिस्पर्द्धितेत्याह । वचनेति यथोक्तोपासनावतो ब्रह्मचर्यनियमाभावो

व्रतत्वेन विवक्षितस्तत्र प्रतिषेधशास्त्रविरोधाशङ्केति भावः" इति विवरणं कृतमस्ति तत्र स्मृतिपुराणोक्तव्यवस्थास्वीकारमन्तरा केवलश्रुत्या धर्मनिर्णये काचिदपि स्त्री स्वशयनप्राप्ता न त्याज्येतिनिर्णयः स्यात् स च महापातकसमागम्यागमनादिरूपोऽधर्मो महाननर्थरूपो भवेदत इतिहासपुराणानां वेदोपबृंहकत्वं स्वीकार्यमेव सर्वधर्मधुरीणैः सुधीभिः ॥

વિવેચન—જો ઇતિહાસ પુરાણ વેદના ઉપબૃંહક છે એમ માનિયે નહીં તો વેદે કહેલા ધર્મમાં પણ સંદેહ ત્રુટે તેમ નથી. તે નીચે બતાવવામાં આવે છે. વેદમાં કહેલ છે કે "જે આહિતાગ્નિ છે અર્થાત્ વિધિપૂર્વક જે અગ્નિમાં હોમ કરી સાગ્નિક થયેલ છે. તે મરણ પામે ત્યારે તેને અગ્નિહોત્રના અગ્નિથી બાળવો અને અગ્નિહોત્રીના કાષ્ટના પાત્રો હોય તે પણ તેની સાથે બાળવાં." એ પ્રકારની શ્રુતિવડે અગ્નિહોત્રી અથવા આવસથ્ય વાળો એટલે શ્રૌતાગ્નિ વાળો અથવા સ્માર્તાગ્નિ વાળો ગમે તે મરણ પામે તેને જેમાં વેદ મંત્રથી હોમ થાય છે. તે અગ્નિ વડે દાહ કરવાનું સિદ્ધ થાય છે. ત્યારે અગ્નિહોત્રી કે આવસથ્ય વાળો પતિત થઇ ગયેલો હોય તે મરણ પામે તો તેનો દાહ કેવી રીતે કરવો? એ શંકા ઉઠે છે. તેની નિવૃત્તિ માટે બીજી તેવી શ્રુતિ ન મળે તેની વ્યવસ્થા તો કરવી જોઇયે તે બાબત વિચાર કરતાં પુરાણનું વાકય એવું છે કે "આહિતાગ્નિ પતિત થયેલો હોય તે મરણ પામે તો વૈતાનને જળમાં નાંખવું પાત્રોને અગ્નિમાં બાળવાં અને આવસથ્યને ચોટામાં નાખવું" એમ લખેલું છે. એ પુરાણ વાકય વડે એવુ સિદ્ધ થાય છે કે આહિતાગ્નિ હોય તે પતિત થયેલો ન હોય અને તે મરણ પામે તો તેને ઉપર લખેલી શ્રુતિમાં કહ્યા પ્રમાણે અગ્નિહોત્રનાં અગ્નિથી બાળવો. અને પાત્રો સાથે બાળવાં પણ જે પતિત થયો હોય તે મરણ પામે તો તેને માટે તે શ્રુતિમાં લખ્યા પ્રમાણે કરવાનું નથી. એવું જ્ઞાન પુરાણથી થાય છે. એવીજ રીતે સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્‌માં સામોપાસન કરવાનો પ્રસંગ લખેલો છે. તેમાં વામદેવનું સામોપાસન લખ્યું છે. તેમાં શ્રુતિના શબ્દે શબ્દનો અર્થ ભાષ્યમાં શંકરાચાર્યે લખેલ છે તે અશ્લીલ લાગે તેવો હોવાથી તે અહીં લખતાં નથી. પણ તેનો એવો અભિપ્રાય છે કે કોઈ પણ સ્ત્રી શયનમાં આવી તેને છોડવી નહિં તેની ઉપર આનંદ ગિરિયે વિવરણ કરેલું છે. તેમાં લખ્યું છે કે કોઇ પણ પરાંગના (પરસ્ત્રી) પાંસે જવું નહી. એમ શ્રુતિ વિગેરેમાં નિષેધ (મનાઇ) કર્યો છે. તેથી અંહી કોઇ પણ સ્ત્રીને છોડવી નહીં એવા વેદવાકયોનો વિરોધ આવે છે તે વિરોધ કેમ મટાડવો? એવી શંકા કરીને સમાધાનમાં લખ્યું છે કે વેદની પ્રમાંણતાથી નિંદિત કર્મ પણ ધર્મ થઇ શકે છે તેથી શ્રુતિયે કહેલા અર્થમાં સ્મૃતિ દુર્બલ છે. તેને લીધે સ્મૃતિનો વિરોધ શ્રુતિને આડો આવતો નથી. એવા અભિપ્રાયનું વિવરણ કર્યું છે. તે ઉપરથી ગમે તે સ્ત્રી આવે તેને છોડવી નહીં. એવો અર્થ થાય છે. હવે તે પ્રમાંણે અર્થ ખરો માનિયે તો જે ગમ્ય કરવા યોગ્ય સ્ત્રી નથી જેનાં ગમન કરવાથી માતૃગમન જેવું પાપ લાગે છે. તેમાં પણ ગમન કરવાનો નિર્ણય થઇ જાય. તે મહાપાતક સમાન અગમ્યાગમનરૂપ મોટો અનર્થ થાય માટે ત્યાં સ્મૃતિ પુરાણ ઇતિહાસ

વિગેરેની વ્યવસ્થા અવશ્ય માનવી જોઇયે નહીતો આ છાંદોગ્ય ઉપનિષદ્‌માં આગળ પાચમા પ્રપાઠકના દશમા ખંડમાં ગુરૂતલ્પગને મહાપાતક ગણ્યું છે તેનો પણ વિરોધ આવે. માટે પુરાણની વ્યવસ્થા એવી છે કે અગમ્યાગમન કરવું નહીં અને ગમ્યાનો નિષેધ કરવો નહી. ગમ્યા હોય અને ઋતુમતી થઇ હોય તેને ઋતુદાનની પ્રાર્થના કરે તો તેનો નિષેધ કરવો નહી. એવી પુરાણની વ્યવસ્થા છે. તે પ્રમાણે વ્યવસ્થા કરિયે તો અનર્થ થતો અટકે માટે કેવલ શ્રુતિથી ધર્મનો નિર્ણય થઇશકે નહી. માટે સ્મૃતિપુરાણાદિક પણ ધર્મના નિર્ણય માટે માન્ય કરવાંજ જોઇયે. તેથી સર્વ ધર્મોમાં ધુરંધર સારી બુદ્ધિવાળા પુરૂષોયે ઇતિહાસ પુરાણો વેદના ઉપબૃંહક છે એમ અવશ્ય માનવું જોઇયે. તેથીજ છાંદોગ્ય ઉપનિષદ્‌માં સાતમા પ્રપાઠકમાં "**इतिहासपुराणं पञ्चमं वेदानां वेदम**" એમ લખ્યું છે. ત્યાં શ્રીમાન્ શંકરાચાર્યે "**वेदानां भारतपञ्चमानां वेदं व्याकरणमित्यर्थः**" એમ લખેલ છે. તેનો અર્થ એવો થાય છે કે ભારત પાંચમું જેમાં એવા ચાર વેદોનું વ્યાકરણ ઇતિહાસ પુરાણ વેદરૂપ છે. એટલે વેદના અર્થને બતાવનાર છે. જેમ લૌકિક શબ્દનો અર્થ વ્યાકરણ બતાવે છે. તેમ વેદના અર્થને બતાવનાર ઇતિહાસ પુરાણ છે. લૌકિક શબ્દમાં પરસ્પર વિરોધ દેખાતો હોય તેનો અર્થ વ્યાકરણથી કરી વિરોધ મટાડે છે. તેમ વેદના શબ્દોમાં વિરોધ દેખાતો હોય તો તે ઇતિહાસ પુરાણે કરેલી વ્યવસ્થા પ્રમાણે અર્થ કરવાથી વિરોધ મટે છે. માટે ઇતિહાસ પુરાણ વેદના અર્થનું પોષણ કરે છે એટલુંજ નહી પણ પરસ્પર વેદવાક્યમાં વિરોધ દેખાતો હોય તેનું સમાધાન પણ ઇતિહાસ પુરાણથીજ થાય છે. તેથી ઇતિહાસ પુરાણમાં કરેલી વ્યવસ્થા તમામ આસ્તિક જનોયે સ્વીકારવીજ જોઇયે.

यच्च षड्विंशतिपृष्ठे गृह्यकल्पकारा हीत्यारभ्य विश्वजनीनमनुभूयते इत्यन्तं स्वकपोलकल्पितमनोरथात्मकलेखो व्यलेखि स च पूर्वप्रदर्शितदिशैवाजागलस्तनायमानो भवतीति न तेन तन्मनोरथसिद्धिः तथैव तद्धारणमन्त्राणामपि तत्र विनियोगाभावेन स्वकपोलकल्पितता नातिवर्तते तत्कृतविनियोगः । भस्मनो मूलदर्शने ये मन्त्रा उक्तास्ते सर्वे गोक्षीरप्रतिपादका एवेति न तैर्भस्मप्रतिपादनं सिध्यति गोमयस्य शुष्कत्वे वह्नि-सम्बन्धेन वह्निरूपत्वे जाते तन्मलत्वेनैव भस्मनो भवनात् कृच्छ्रचान्द्रायणेत्यारभ्य विभूते इत्यन्तम लेखोऽशुद्धतर एवेति तल्लेखः परमपाण्डित्यम प्रकटयतीति पाण्डितैरेव ज्ञायते नेतरैः तथाच "यथाहुः स्मर्तारः" इत्यारभ्य "वैदिक" मित्यन्तमुक्तम् तत्र ब्रह्मचारिणमारभ्य शूद्रपर्यन्तं धार्यस्य भस्मनः शूद्राणामपि वैदिकत्वं सूचयन्तो वैदिकास्त्वयं कथं भवेयु? रिति स्वयमेवोह्यम् स्मृतिवचनानि तु दग्धगोमयमारभ्य दावानलोद्भवपर्यन्तं भस्मनो हेयोपादेयत्वं बोधयन्ति न तु वैदिकत्वं तत्र वैदिकत्वारोपस्तु परप्रतारणार्थायैव तैर्वचनैरपि नास्मदुक्तं भस्मस्वरूपमन्यथा भवति पुनराग्नेः इत्यारभ्य मंत्रश्रवणादित्यन्ते भस्माभिमन्त्रणं तद्धारणं चोक्तवा पुलस्त्यस्य महीकृतमध्यवसीयते इत्युक्तं तदशुद्धम् महीकृतामिति प्रयोगानुपपत्तेः तत्र च वैष्णवादीनामपि विधानं स्वलेखे

**व्यलेखि प्रमाणादिकं च नैव व्यलेखि तदज्ञानादेव तत्र तद्बोधकवचनाभावात् मध्ये अखिलेरेव स्मरणेः इतिलिखितं तदतीवाशुद्धम् स्मरणेरिति प्रयोगानुपपत्तेः एवं शतशः स्खलितानि दृश्यन्ते आम्नायतत्वतरङ्गिणीस्थसंस्कृतलेखे स्वस्य संस्कृतलेखाज्ञाने तत्र प्रत्युतैव हास्यजनिका सर्वेषां विदुषाम् ॥ शोधनस्वाल्पत्वं प्रतिपंक्ति दृश्यते तदुपरि नैव विचारयामः ।**

વિવેચન—આમ્નાયતત્વતરંગિણીમાં છવીશમા પૃષ્ઠમાં "**गृह्यकल्पकाराद्यैः**" ત્યાંથી આરંભીને "**विश्वजनीनमनुभूयते**" ત્યાં સુધી જે લખાણ કર્યું છે તે પોતાના મગજમાં કલ્પેલો જે પોતાનો મનોરથ છે કે આપણે વિભૂતિધારણનું સિદ્ધ કરવું તે મનોરથરૂપજ આ લેખ છે. બાકી તેનું એક પણ વાક્ય આપેલું નથી. ફક્ત ઋષિઓના નામજ લખી ગયેલા છે તે નામ લખવાથી એમનો મનોરથ સિદ્ધ થાય તેમ નથી કેમકે અમે આગળ બતાવેલ છે તે પ્રમાંણે સર્વ શિષ્ટાચાર પ્રતિપાદક નિબંધોમાં તે બાબત કોઇ પણ જગાયે વિધાન નથી. પણ ઉલટું ઉર્ધ્વપુંડ્ર ધારણનું વિધાન છે તેથી તેનો લેખ બકરીના ગળાના આંચળ જેવો (દૂધ વગરનો નિઃસાર) છે એવીજ રીતે ભસ્મધારણના મંત્રો પૃષ્ઠ (૨૭) સત્તાવીશમાં લખેલા છે. તે મંત્રોનો વિનિયોગ પણ ભસ્મધારણ કરવામાં તેમણે લખ્યો છે. તે પણ તેમનો મનોરથ માત્ર છે. તેમાં તેવો અર્થ છેજ નહિં. ફક્ત હુ સ્મરણશકિતવાળો થાઉં, તેજસ્વી થાઉં, ઈત્યાદિક પ્રાર્થનારૂપ છે. તેતો જેની પ્રાર્થનામાં જોડવા હોય તેમાં જોડીશકાય છે. તેથી તેમણે લખેલો વિનિયોગ કલ્પિતપણાને છોડતો નથી. ત્યાર પછી ભસ્મનું મૂલ બતાવવામાં ગોમાતાના વંદનના મંત્રો લખેલા છે. જે પૃષ્ઠ (૨૮) થી (૨૯) સુધી છે. તે મંત્રોમાં ગાયમાં દૂધ વિગેરે રહેલાં છે. એવો અર્થ છે. ભસ્મના મૂલની તેમાં વાતજ નથી અને કૃચ્છ્રચાંદ્રાયણાદિક અનેક વ્રતો લખેલાં છે તે વ્રત નથી પણ પ્રાયશ્ચિ-તો છે. તે લેખ સાધારણ સંસ્કૃત જાણનાર પણ કહે કે સાફ અશુદ્ધ છે. કેમકે તેમાં "**स्मरणेः**" લખ્યું છે તે કોઇ રીતે સિદ્ધ થઈ શકતું નથી. **स्मरणि** શબ્દજ નથી. એવી રીતે સંસ્કૃત લેખ લખેતો તેમાં લખનારની પંડિતાઇને બદલે અત્યંત અપંડિતાઇ દેખાય છે. પણ તે સંસ્કૃત જાણનાર પંડિત હોય તેજ જાણી શકે, બીજા જાણી શકે નહી. ત્યાર પછી પૃષ્ઠ (૩૦) માં "**यथाहुः स्मर्तारः**" એવું મથાલું કરીને છેવટ "**वैदिकम**" એમ લખ્યું છે. તેમાં સ્મૃતિનાં વાકયો લખેલાં છે તેમાં બ્રહ્મચારીને તથા શૂદ્રોને ધારણ કરવાનું લખેલું છે. તે ભસ્મધારણ વૈદિક છે. એમ તેઓ લખે છે. ત્યારે શૂદ્રો પણ વૈદિક છે. એમ પોતે સૂચવે છે. ત પોતે વૈદિક કેવી રીતના છે. તે પોતેજ સમજી લેવું. કેમકે શૂદ્રો વૈદિક નથી એમ સર્વના જાણવામાં છે, તેને વૈદિક ભસ્મ ધારણ કરવાનું પ્રમાણ આપનારાઓ વૈદિક છે એમતો પોતાનો અભિમાન માત્રજ છે. બાકી અવૈદિકને વૈદિકનો બોધ કરનાર બ્રાહ્મણ હોય તે પણ અવૈદિક થઇજાય છે. એ બાબતની આમ્નાયતત્વતરંગિણીકારને માહિતી જણાતી નથી તેથી પોતાના લેખમાં વૈદિક ઠોકી પાડેલુ છે. બાકી સ્મૃતિના વાકયમાં વૈદિક લખેલું નથી સ્મૃતિના વાકયોમાંતો ગોમય દગ્ધ થાય તેમાંથી ભસ્મ થાય તે આગ્નેય ભસ્મ કહેવાય

છે. તેજ ત્રિપુંડ કરવાનું દ્રવ્ય છે. અને અગ્નિહોત્રનાં અગ્નિથી થયેલું, વિરજાહોમથી થયેલું, તથા ઉપાસનાગ્નિથી થયેલું, અને સમિધના અગ્નિથી થયેલું ભસ્મ બ્રહ્મચારીયે ધારણ કરવું શૂદ્રોને શ્રોત્રિય બ્રાહ્મણની રસોઇની અગ્નિથી થયેલું ભસ્મધારણ કરવું. અને બીજાઓને દાવાનલથી થયેલું ભસ્મધારણ કરવું એટલોજ અર્થ છે. ભસ્મ-વૈદિક છે કે અવૈદિક છે. એ કાંઇ સ્મૃતિવાકયમાં લખેલું નથી. એતો તેમણે પોતાની બુદ્ધિથી ઠોકેલું છે. એ બીજાઓને છેતરવા માટે લખેલું હોય એમ લાગે છે. તે સ્મૃતિનાં વચનો વડે પણ અમે ઉપર અગ્નિ તથા પૃથ્વીનાં મલરૂપ ભસ્મ છે. એમ શતપથ બ્રાહ્મણની શ્રુતિથી સિદ્ધ કર્યું છે. તે ભસ્મનું સ્વરૂપ મટતુ નથી. ત્યાર પછી ( ૩૧ ) મા પૃષ્ઠથી આરંભી ( ૩૨ ) મા પૃષ્ઠ સુધી ભસ્મનું અભિમંત્રણ કરીને તેનાથી ત્રિપુંડ્ર કરવાનું લખ્યું તેમાં **पुलस्त्यऋषि** નું નામ લખી **महीकृतं** એમ લખ્યું છે. તે અશુદ્ધ છે. **महीकृतं** એ વાકયનો પ્રયોગ અર્થના નિયમ પ્રમાણે થઇ શકતો નથી. ને તેમાં વૈષ્ણવોને ભસ્મ ધારણ ન કરવું એમ ભ્રમ કરવાનું કે છેતરવાનું નથી. એમ લખીને શિવ વિષ્ણુ વિગેરે દેવને સાથે અથવા જુદા જુદા આરાધન કરનાર સર્વને ભસ્મધારણનું વિધાન સંભળાય છે એમ લખ્યું છે. તેનું પ્રમાણ કાંઇ પણ લખેલું નથી. ફકત પોતાના લેખથીજ લખી પાડયું છે. તે ખરૂં કહેવાય નહી. કેમકે તેના બોલવા ઉપર કોઇ સમજુ માણસ આધાર રાખે નહી. કેમકે આમ્નાયતત્વતરંગિણી લખનારને સંસ્કૃત કેવી રીતે લખવું એનું ભાન નથી. તેથી તેના લેખમાં ઘણી ભૂલો આવે છે. લેખ લખવાનું જ્ઞાન ન હોય તો એવા લેખ લખવામાં પ્રવૃત્તિ કરવી એજ સર્વ વિદ્વાનોને હાસ્ય પેદા કરનારી છે. ને પુસ્તક શોધવામાં તો દરેક પંક્તિમાં ભૂલો છે. તે ઉપર તો અમે વિચાર કરતા નથીજ. પરંતુ લેખમાં અશુદ્ધિ આવે એ બાબત તો તેનામાં પંડિતાઇ કેવી ? છે તે લોકોને જાણવા માટે અમારે તેની ભૂલો થોડી ઘણી બતાવવી જોઇયે. જે વાંચીને સાફ અજ્ઞાની જનો વિદ્વાન જાણીને મોહમાં પડીને ભમાઇ જાય નહીં. તેને માટે ભૂલો દરશાવવી પડે છે.

**त्रयस्त्रिंशत्तमपृष्ठे "यत्तूक्तं केनचिन्मन्दमतिने" त्यारभ्य जातुचिदित्यन्तं लेखस्तु तस्यैव मन्दमतित्वं बोधयति यत्तूक्तमित्यशुद्धत्वात् शैववैष्णवेत्यादिभेदभिन्नव्यवस्थाया एव वेदबाह्यत्वादिति लेखात् तल्लेखेनैव शैववैष्णवत्वादिभेदव्यवस्थाया वेदसिद्धत्व-बोधनात् तत्तद्देवतोपासनायां शैवशाक्तवैष्णवादिशब्दानां वेदे तैरेवाग्रेऽस्तित्वबोधनाच्च तथाऽपि साम्प्रतिकैः जीविकार्थमुपकल्पितं शैववैष्णवादिमतमिति लेखः स्वस्यैव पर-स्परवाक्यसम्बन्धाज्ञानवत्वेनासम्बद्धलेखकर्तृत्वं द्योतयति अतएव मूलभूतश्रीमच्छङ्करा-चार्यैरपि दिग्विजये वैखानसमतावलंबिवैष्णवं प्रति विष्णुचिन्हधारणाभ्यनुज्ञा कृता-ऽस्ति इति वेदितव्यम्। तथैव बहूपासकान् प्रति विष्ण्वाराधनस्य बोधनमपि तैरेव कृतमिति तदज्ञानादेवाम्नायतत्वतरङ्गिणीकारा यथाप्रज्ञं लिखन्ति स्वस्वरूपानु-सारेणासभ्यशब्दानिति न तत्रास्माकं हानिः काचित् ॥ परं तादृशलेखेन तत्स्वरूपा-**

वबोधो भवति सर्वेषां विद्वज्जनानां तत्कृतलेखस्य माननीयत्वप्रयोजकस्वरूपज्ञानाम तल्लेखे "तेषामुपजीविका" इतिवाक्यस्य सङ्गतिविरहत्वं तु तदज्ञानप्रकाशकमेव चतुस्त्रिंशत्तमपृष्ठे 'ननु न सिद्ध्यन्ति चे' दित्यारभ्य 'रञ्जितास्म' इत्यन्त लेखोऽस्तितत्र स्वस्य स्मार्तत्वमपि बोधितं तत्र श्रुतिसिद्धत्वमभिप्रेतं स्मृतिसिद्धत्वं वा कल्पसूत्रसिद्धत्वं वा ब्रह्मसूत्रसिद्धत्वं वा ! आद्ये श्रौतस्मार्तयोर्भेदो दर्शनीयः अन्यथा श्रौतत्वमेव स्यात् न स्मार्तत्वं द्वितीये वेदतः सिद्धिरनुपपन्ना स्मार्तधर्मे च पञ्चायतनपूजाया एव विहितत्वेन यो यद्देवोपासकः स तंदेवं मध्ये स्थापयित्वाऽन्यान् परितश्चतुर्दिक्षु स्थापयित्वा पूजयेदिति विधानस्य प्रसिद्धत्वात् देवपूजात्वबुद्धिस्तेषामपि भवतीति न निरतिशयशाल्युपासनं तेषां भवतीति स्वप्रतिज्ञाहानिः । तृतीये तत्तच्छाखीयसूत्राणां भिन्नतया तदनुसारेण सर्वेषां वर्तनासम्भवापत्तेः । गौतमीये सूत्रे "उत्थाय पश्चिमे यामे" इत्यादिना स्नानपर्यन्तमाह्निकं निरूप्य सर्वनित्यकर्मसाफल्यायाग्रेखण्डे "जपो होमो दानं यागः स्वाध्यायः पितृकर्म चोर्ध्वपुंड्रं विना तत्सर्वं भस्मीभवति अनाचारोऽशुचिर्वा पापं मनसाऽऽचरन् ऊर्ध्वपुंड्राङ्कितः शुचिरेव भवे" दित्यादि निरूपितम । एवमन्यत्रान्यत् तत्रत्किंशाखीयसूत्रानुसारिणस्ते तद्दर्शनीयम । तदा तत्प्रतिज्ञातं स्मार्तत्वं सिद्ध्येत चतुर्थे च तत्र साङ्ख्यस्यैव स्मार्तशब्देन बोधनात् साङ्ख्यमतानुसारित्वं तेषु सिद्ध्यतीति स्वमतात्प्रच्युतिः श्रौतस्मार्तशब्दाभ्यां अग्निहोत्रावसथ्ययोरेव कल्पसूत्रेषु प्रसिद्धेः संन्यासिनां न्यस्ताग्नीनां श्रौतस्मार्तशब्दवाच्यत्वं कथमित्यपि प्रतिपादनप्रयासः तेषामुपर्येव प्राप्नोतीति यदि श्रौतत्वं स्मार्तत्वं वा स्वास्मिन् कथमिति प्रतिपादयेयुस्तदा तत्प्रतिज्ञातं तथ्यं स्यादन्यथा त्वसत्प्रलापिन एवान्यानमोहयितुमिति सर्वे सम्भावयन्ति किञ्च स्वस्य श्रौतत्वे स्मार्तत्वे च ब्राह्मण परिव्राजकन्यायो वनसिंहन्यायश्चोक्तः सचैकार्थबोधकत्वेन प्रयुक्त इति तद्भाषान्तरेण निश्चीयते तदज्ञानविलसितमेव ब्राह्मणत्वावच्छिन्नपरिव्राजकत्वावच्छिन्नयोर्वनत्वावच्छिन्नसिंहत्वावच्छिन्नयोर्भेदात् ॥

વિવેચન—ત્રેવીશમા પૃષ્ટમાં **यत्तक्तंकेनचिन्मन्दमतिना** ત્યાંથી આરંભીને **जातुचित्** ત્યાં સુધી લેખ લખેલો છે. તે લેખ લખનારનુંજ મંદમતિપણું બતાવે છે કેમકે **यत्तकतं** એ અશુદ્ધ છે. તેનો કાંઇ અર્થ થઇ શકતો નથી. તે લેખમાં **शैववैष्णवत्वादि भेदभिन्नव्यवस्थाया एव वेदबाह्यत्वात्** એમ લખેલું છે. તેનો અર્થ એવો થાય છે કે શૈવ વૈષ્ણુવપણું ઇત્યાદિક જે ભેદ તેનાથી જુદી વ્યવસ્થા તે વેદ બાહ્ય છે. અર્થાત શૈવ અને વૈષ્ણુવ એ વ્યવસ્થા વેદબાહ્ય નથી. વૈદિક છે. તેમ તેમણે આગળ લખ્યું છે કે **उपास्नामृते देवतायास्तत्तस्या :** એવી રીતનો અર્થ મનમાં ધારીને લખેલું જણાય છે કે તે તે દેવતાની ઉપાસના શિવાય શૈવ વૈષ્ણુવ ભેદ વેદમાં નથી એટલે ઉપા.

સનામાં તો શૈવ વૈષ્ણુવ શબ્દ આવવા જ જોઇયે. તે શિવાય શુદ્ધ અદ્વૈતને પ્રતિપાદન કરનારી શ્રુતિઓમાં શૈવકે વૈષ્ણુવ શબ્દ લખવાનું કાંઇ પ્રયોજન નહીં હોવાથી તેમાં લખેલા ન હોય અને ઉપાસનાના પ્રસંગમાં લખેલા હોય એટલે વેદમાં નથી એમ કહી શકાય નહીં. શિવ અને વિષ્ણુ તેના પ્રતિપાદન કરનારા ખાસ જુદા ઉપનિષદો છે અને તેમાં તેના તેના ભક્તો લખેલા છે. તેજ શૈવ અને વૈષ્ણવો કહેવાય છે. તેમણે ઉપાસનાના પ્રસંગમાં **तत्तस्याः** એમ લખેલું છે ત્યાં તત્ શબ્દ બેનો સમાસ કરેલો છે. તે સમાસ કરે તો એક તત્ શબ્દ રહે. બે ન રહે, તે તેને જ્ઞાન નહીં હોય તેથી તેમ લખે છે. મૂલભૂત શંકરાચાર્યે વૈખાનસ મતનું અવલંબન કરનાર વૈષ્ણવને વિષ્ણુનું ચિન્હ ધારણ કરવાનો ઉપદેશ કરેલો છે. અને અગ્નિની ઉપાસના કરનારાઓને વિષ્ણુનું આરાધન કરવાનો ઉપદેશ કરેલો છે. તે હકીકત દિગ્વિજયની ટીકામાં પ્રસિદ્ધ છે. પણ દિગ્વિજય પણ તેમણે વાંચ્યો ન હોય તેથી શૈવ અને વૈષ્ણવને મૂલ સહિત ઉખેડયા છે. એવું તે લખે તે કાંઇ નવાઇ નથી.

બાકી મૂલભૂત શંકરાચાર્યનો અભિપ્રાય કોઇનું ખંડન કરવાનો નહીં હતો કેવલ બ્રહ્માદ્વૈતજ્ઞાનનો બોધ કરવાનો હતો. પણ તેમના લેખનો અભિપ્રાય નહી જાણીને પોતાની બુદ્ધિ પ્રમાણે તેઓ આમ્નાયતત્ત્વતરંગિણી નામની ચોપડીમાં પોતાના સ્વરૂપને અનુસારે અસભ્ય શબ્દો લખે છે તેમા અમારી કોઇ જાતની હાનિ થતી નથી. પરંતુ તેવા લેખ વાંચીને તે લેખ માનવા જેવા છે કે નહી એ પ્રકારનું તેના લેખનું સ્વરૂપ જાણનારાઓ સર્વ વિદ્વાન જનોને તેમના સ્વરૂપનું જ્ઞાન થાય છે. એ લેખમાં **तेषामुपजीविका** એવું વાકય લખેલું છે. તેની સંગતિ મલતી નથી. ભાષાંતર કરનારે આધુનિક શૈવ અને વૈષ્ણવના વિશેષણ પણાથી યોજેલો છે. તે ઘટતો નથી. કેમકે શંકરાચાર્યના સમયમાં ખંડિત થયેલાઓની ઉપજીવિકા આધુનિક શૈવ વૈષ્ણવો કેમ થઇ શકે? માટે તે વાકયજ અશુદ્ધ છે. ત્યાર પછી (૩૪) ચોતરીશમા પૃષ્ટમાં તેમણે શંકા ઉપાડેલી છે. કે વેદથી શૈવ વૈષ્ણવાદિક સિદ્ધ નથી ત્યારે તમે તેનું ખંડન કરનાર કોણ? એવો પ્રશ્ન ઉઠાવીને તેના ઉત્તરમાં **ब्राह्मणपरिव्राजक** ન્યાય વડે અને **वनसिंह** ન્યાય વડે એમ શ્રૌત ફરીને સ્માર્ત છિયે એવો જવાબ લખેલો છે. તેમાં સ્માર્તપણું વેદથી સિદ્ધ તેઓ કરે છે? સ્મૃતિથી સિદ્ધ કરે છે, કલ્પસૂત્રથી સિદ્ધ કરે છે, કે, વ્યાસસૂત્રથી સિદ્ધ કરે છે? કયા પ્રકારનું સ્માર્તપણું તેઓ પોતામાં સિદ્ધ કરે છે? જો વેદથી સિદ્ધ થાય તે સ્માર્ત એમ તેઓ માનતા હોય તો શ્રૌત અને સ્માત બન્ને ધર્મ વેદથી સિદ્ધ કરવા જોઇયે અને તે બન્નેનો ભેદ બતાવવો જોઇયે. જો ભેદ બતાવે નહીં તો વેદથી સિદ્ધ થાય તો શ્રૌતજ કહેવાય સ્માર્ત કહેવાયજ નહીં. જો સ્મૃતિથી સિદ્ધ તેઓ ધર્મવાળા હોય એથી સ્માર્ત કહેવાતા હોય તો સ્મૃતિસિદ્ધ સ્માર્ત ધર્મમાં પંચાયતન પૂજા કહેલ છે. તેમાં જે પૂજક જે દેવનો ઉપાસક હોય તેણે તે દેવને મધ્યમાં સ્થાપન કરવા જોઇયે. અને બીજા દેવોને ચારે દિશામાં તેને ફરતા સ્થાપન કરીને પૂજવા જોઇએ એવું વિધાન પ્રસિદ્ધ છે. તેથી દેવમાં ઉંચ નીચ બુદ્ધિ તેઓને પણ થાય છે. સર્વ દેવની અભેદ બુદ્ધિથી અર્થાત્ સમાન ભાવથી ઉપાસના થતી નથી. અને તેમણે તો એમ લખેલું છે કે હરિહરાદિકમાં અતિશય બુદ્ધિ રાખ્યા વગર અમે ઉપાસના કરિયે છિયે એ ઉપાસના કેવી

રીતે કરે છે? તે દર્શાવવું જોઇયે—સ્મૃતિસિદ્ધ સ્માર્ત ધર્મ પ્રમાણે એવી ઉપાસના થતી નથી. તેથી તેમાં તેમની પ્રતિજ્ઞાની હાનિ થાય છે. જો કલ્પ-સૂત્રથી સિદ્ધથનાર ધર્મ તે સ્માર્તધર્મ અને તે પ્રમાણે પોતાને વર્તવાનું માનતા હોય તો વેદની અનેક શાખાઓ છે. તેમ તેનાં કલ્પસૂત્રો પણ જુદાં જુદાં છે. તેમાંથી કયા સૂત્ર પ્રમાણે તેઓ સ્માર્તધર્મ વાળા છે? કેમકે સર્વ શાખાના સૂત્રો પ્રમાણે કોઇનાથી વર્તી શકાતું નથી તેમ ગૈતમીય સૂત્રમાં "પાછલી પોહોર રાત્રિ હોય ત્યારે ઉઠીને" એમ લખીને પછી સ્નાનપર્યન્ત સર્વ આહ્નિક નિરૂપણ કરીને સર્વ નિત્યકર્મ સફલ થવા માટે આઠમા ખંડમાં લખ્યું છે કે "જપ, હોમ, દાન, યજ્ઞ, સ્વાધ્યાય અને પિતૃકર્મ, ઉર્ધ્વપુંડ્ર વગર કર્યું હોય તો ભસ્મ થાય છે, અને જો ઉર્ધ્વપુંડ્ર કર્યું હોય તો કાંઈ અનાચાર થયો, અપવિત્રતા થઇ હોય અથવા મનવડે પાપ થયું હોય, તોપણ તે ઉર્ધ્વપુંડ્ર કરનાર પવિત્ર થાય છે" એમ નિરૂપણ કરેલ છે. તેમ બીજી શાખાના સૂત્રમાં બીજી રીતે લખ્યું હોય તેથી કઇ શાખાના સૂત્રોને અનુસરનારા તેઓ છે? તે તેઓએ દર્શાવવું જોઇયે. ત્યારે તેમણે પ્રતિજ્ઞા કરી છે કે અમે સ્માર્ત છિયે તે સત્ય થાય, અને જો બ્રહ્મસૂત્રમાં સ્માર્ત લખેલા છે તેને અનુ-સરતા સ્માર્ત હોય તો બ્રહ્મસૂત્રમાં તો સાંખ્યનેજ સ્માર્ત કહેલ છે; તેથી સાંખ્યમતને અનુસરનારા તેઓ થયા તો તેઓ પોતાના મતમાંથી ખશી ગયા. કલ્પસૂત્રમાંતો શ્રૌત શબ્દથી અગ્નિહોત્ર અને સ્માર્ત શબ્દથી આવસથ્ય એમ બે અગ્નિનો બોધ થાય છે. સન્યાસિયે તો અગ્નિનો ભાગ કરેલો હોવો જોઇયે, તો આમ્નાયતત્વતરંગિણીકાર શંકરાચાર્યનું પદ ભોગવી રહ્યા છે, તેથી સન્યાસી હોવા જોઇયે. ત્યારે તેઓને શ્રૌત તથા સ્માર્તપણું કેવું રહ્યું? એ જ્યારે તે સિદ્ધ કરે ત્યારે અમે શ્રૌત તથા સ્માર્ત છિયે એમ પ્રતિજ્ઞા કરી છે તે સિદ્ધ થાય, ત્યારે તે સત્યલખવાવાળા કહેવાય. એ શિવાય તો બીજાઓને મોહ કરવા માટે તેઓ અસત્યજ લખનારા છે એમ સર્વ પંડિતજનો સંભાવના કરે છે. વળી તેમણે પોતાનું શ્રૌતપણું તથા સ્માર્તપણું બતાવવામાં **ब्राह्मण-परिव्राजकन्याय** તથા **वनसिंहन्याय** લખેલ છે, તે બ્રહ્મણ, તથા પરિવ્રાજક, અને વન, તથા સિંહને એકજ સમજીને તે પ્રમાણે પોતે બ્રાહ્મણ તથા સંન્યાસી બન્ને એકજ છે. એમ તેનાં ભાષાન્તર ઉપરથી તેઓ સમજ્યા હોય તેથી લખેલો છે, તે તો તેમના અજ્ઞાનનોજ વિલાસ છે, કેમકે બ્રાહ્મણ અને સંન્યાસી બે એક હોયજ નહિ. જો બન્ને એક હોય તો પછી બ્રાહ્મણને સંન્યાસી થવાની જરૂર શી રહી? તેમ બ્રાહ્મણોને સંન્યા-સી કહેવામાં વાંધો શું રહ્યો? તેમ વન અને સિંહ પણ એકજ નથી, તે તો સાધારણ પશુપર્યંત જાણે છે. વનને જોઇને કોઇ ભાગતા નથી; પણ ઉલટા વનમાં ચરવા જાય છે ને સિંહને દેખીને દૂર ભાગે છે, એ આમ્નાયતત્વતરંગિણીકાર વન તથા સિંહને એક સમજે છે. એવા અપૂર્વ જ્ઞાનવાળા સંન્યાસીનો ધર્મ પણ અપૂર્વ અને બોધ પણ અપૂર્વ હોય તેમાં નવાઇ શી? અને તે બોધને સત્ય માનીને તે પ્રમાણે ચાલના-રનું જ્ઞાન પણ અપૂર્વજ હોવું જોઇયે.

**पञ्चत्रिंशत्तमे पृष्ठे "नहि शैववैष्णवादिमतभेदाः" इत्यारभ्य स्वारस्यादित्यन्तम् लिखितं तत्रोच्यते यदि च शैववैष्णवादिमतभेदाः स्वातन्त्र्येण विदुषां विषया न**

स्युस्तर्हि बहव उपनिषदो बाधिता भवेयुः शिवविष्णुभक्तिप्रतिपादिकाश्चातस्तद्भक्ताः शैववैष्णवशब्दवाच्या इति वेदत एव सिध्यन्ति नचैका उपनिषद् बाधितुं योग्या भवति एकत्र तथात्वे अन्यत्रापि तथात्वप्रसक्तेः तेन तत्तदुपनिषत्सु तत्तद्रूपं परब्रह्मैव प्रतिपाद्यतइति तत्तदुपासकानां परब्रह्मत्वेनैव तस्य तस्य ज्ञानार्थं तस्य तस्य परब्रह्मत्वबोधनमप्युपनिषद्यविरुद्धमिति सर्वत्र परब्रह्मज्ञानवतामस्माकं न कुत्रापि द्वेषबुद्धिः सर्वत्र परब्रह्मैव तत्तत्कल्पेषु तत्तद्रूपेण क्रीडतीति "स वै नैव रेमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छन् स हैतावानास" इति बृहदारण्यकश्रुत्यनुसारेण बोधनात् परन्तु तत्परब्रह्मापि तत्तत्स्वरूपानुसारेणैव तत्तद्भक्तानां ( सर्वदानसमर्थमपि ) फलं ददाति यथैक एव देवदत्तः पाचकपाठकलेखकादिक्रियासु नियुक्तः पाचकपाठकलेखकादिनामभिर्व्यवाह्रियते तत्तत्क्रियावसरे च स्वक्रियानुकूल्येनैव कार्यं करोति नान्यत् यथा वा कश्चिदधिकारी भिन्नभिन्नकार्येषु नियुक्तः स्वाधिकारानुसारेणैव कार्यं कर्तुं शक्तः तथैव परब्रह्मापि शिवविष्णुशक्त्यादिरूपेणाविर्भूतं तत्तत्स्वरूपानुरूपमेव फलं ददातीति सात्विकराजसतामसेषु तामसावस्थात्यागे राजसावस्था भवति राजसावस्थात्यागे च सात्विकावस्था भवति ततो निर्गुणावस्था भवतीति नियमस्तत्र प्रजोत्पत्तिकरणं राजसकार्यं स्थितिकरणं सात्विककार्यं प्रलयकरणं च तामसकार्यमिति तत्तत्कार्येण तत्तत्स्वरूपस्य राजससात्विकतामसत्वादिज्ञानमपि सर्वशास्त्रसिद्धमेवेति तत्तद्भक्तानां तत्तल्लोकतत्तत्पार्षदरूपप्राप्त्यादिफलमपि ततस्ततो भवतीति डिण्डिमघोषसिद्धमेव अतएव भगवद्गीतायां सप्तमाध्याये—

> यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ॥
> तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥
> स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ॥
> लभते च ततः कामान् मयैव विहितान् हि तान् ॥
> अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ॥
> देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥

इत्यादिना भगवताऽपि तत्तद्देवताप्राप्तिरूपमेव तत्तद्भक्तानां फलमुक्तं परं त्वन्नवत् फलमुक्तं स्वभक्तानाञ्च स्वप्राप्तिरूपं फलमुक्तं तेन तत्तद्देवभक्तेर्मुक्तिफलकत्वं वेदपुराणादिषु यदुक्तं तत् तामसत्वाद्यवस्थापरित्यागरूपमेव बोध्यम्—इदमत्राकूतम् । मुक्त्यर्थं पाखण्डादिरहितेनाधिकारिणा क्रियमाणैस्तामसधर्मैस्तामसावस्थात्यागेन राजसत्वं ततस्तेन तथा क्रियमाणै राजसधर्मैः सात्विकत्वं ततस्ताद्दशेन क्रियमाणैः सात्विकधर्मैः

सर्वथा परब्रह्मसम्बन्धे नैर्गुण्यम् । एवमेव ज्ञानभक्त्यर्थं क्रियमाणैर्धर्मैरन्ततो नैर्गुण्यम् बोध्यम् । अयमेवार्थो ब्रह्मपुराणे समाप्तिदशायां विष्णुमायानुकीर्तनाध्यायेऽपि प्रतिपादितो व्यासवाक्येषु—

"शृणुध्वं मुनिशार्दूलाः प्रवक्ष्याम्यनुपूर्वशः ॥
यथा कृष्णे भवेद्भक्तिः पुरुषस्य महाफला ॥
संसारेऽस्मिन्महाघोरे सर्वभूतभयावहे ॥
महाभयङ्करे नृणां नानादुःखसमाकुले ॥
तिर्यग्योनिसहस्रेषु जायमानः पुनः पुनः ॥
कथंचिल्लभते जन्म देही मानुष्यकं द्विजाः ॥
मनुष्यत्वेऽपि विप्रत्वं विप्रत्वेऽपि विवेकिता ॥
विवेकाद्धर्मबुद्धिस्तु बुध्या तु श्रेयसां ग्रहः ॥
यावत् पक्षद्वयं पुंसां न भवेज्जन्मसंचितम् ॥
तावन्न जायते बुद्धिर्वासुदेवे जगन्मये ॥
तस्माद्वक्ष्यामि भो विप्राः कृष्णे भक्तिर्यथा भवेत् ॥
अन्यदेवेषु या भक्तिः पुरुषस्येह जायते ॥
कर्मणा मनसा वाचा तद्गतेनान्तरात्मना ॥
तेन तस्य भवेद्भक्तिर्यजने मुनिसत्तमाः ॥
स करोति ततो भक्तिं यजने मुनिसत्तमाः ॥
स करोति ततो विप्रा भक्तिं चाग्नेः समाहितः ॥
तुष्टे हुताशने तस्य भक्तिर्भवति भास्करे ॥
पूजां करोति सततमादित्यस्य ततो द्विजाः ॥
प्रसन्ने भास्करे तस्य भक्तिर्भवति तत्त्वतः ॥
सेवां करोति विधिवत् स तु शम्भोः प्रयत्नतः ॥
तुष्टे त्रिलोचने तस्य भक्तिर्भवति केशवे ॥
सम्पूज्य तं जगन्नाथं वासुदेवाख्यमव्ययम् ॥
ततो भुक्तिश्च मुक्तिश्च स प्राप्नोति द्विजोत्तमाः ॥"

इति तामसादिपुराणस्थानां मुक्तिवचनानां तत्तदवस्थापरित्याग एव मुक्तिपदार्थ इति निष्कर्षः ॥ एतेन तत्तद्देवभक्तिप्रतिपादकवाक्यानामपि विरोधराहित्येनैव व्यवस्था सिध्यति अन्यथा विरोधस्य दुष्परिहारापत्तेः ॥

વિવેચન—છત્રીશમા પૃષ્ટમાં નહિ **શૈવવૈષ્ણવાદિમતભેદાઃ** ત્યાંથી આરંભીને **સ્વારસ્યાત** ત્યાં સુધી જે લખેલુ છે. ત્યાં અમે કહિયે છિયે કે જો શૈવ અને વૈષ્ણવાદિ મતના ભેદો સ્વતંત્રપણાથી વેદોના વિષયરૂપ ન હોય તો કેટલાએક ઉપનિષદોમાં શિવનુજ પરબ્રહ્મપણાથી પ્રતિપાદન છે. તે ઉપનિષદો તેઓને ખોટાં કહેવાં પડશે. કદી તેઓ વિષ્ણુનુ પ્રતિપાદન કરનારા ઉપનિષદોને ખોટાં કહેવા તૈયાર થશે તો વૈષ્ણવો શિવનુ પ્રતિપાદન કરનારા ઉપનિદોને ખોટાં કહેવા તૈયાર થશે. માટે મારી સમજ પ્રમાણે તો એક પણ ઉપનિષદ્ અસત્ય કહી શકાય નહીં. માટે જે જે ઉપનિષદ્માં શિવ અને વિષ્ણુનું પ્રતિપાદન કરેલું છે. તેના તેના ભકતો હોય તે શૈવ અને વૈષ્ણવ એ નામથી વેદથીજ સિદ્ધ થાય છે. તેથી તેમાં એવી રીતે સમજવાનું છે કે પરબ્રહ્મનુ શિવ અને વિષ્ણુરૂપથી તે તે ઉપનિષદોમાં પ્રતિપાદન થાય છે. માટે તેના ભકતોને શિવ અને વિષ્ણુમાં પરબ્રહ્મપણાનુ જ્ઞાન થવા માટે ઉપનિષદ્માં શિવ અને વિષ્ણુને પરબ્રહ્મ કહેલ છે. તે પણ વિરૂદ્ધ નથી. તેથી તેતે કલ્પોમાં પરબ્રહ્મ તેંતે રૂપ થાય છે. એમ અમે જાણિયે છિયે તેથી અમને કોઇનામાં દોષબુદ્ધિ થતીજ નથી. (જેઓને પરબ્રહ્મપણાનુ જ્ઞાન નથી. તેઓ એક દેવમાં પરબ્રહ્મપણાની બુદ્ધિ રાખી બીજા દેવની નિંદા કરવા ઉભા થાય છે. તે પરબ્રહ્મનાજ સ્વરૂપની નિંદા કરે છે તેથી તેને એકસ્વરૂપે રહેલા પરબ્રહ્મ પણ પ્રસન્ન થાય તેમ નથી. કેમકે તે જાણે છે કે આ મારીજ નિંદા કરે છે.) આ હકીકત બૃહદારણ્યક ઉપનિષદ્ના પુરૂષવિધ બ્રાહ્મણમાં સ્પષ્ટ રીતે લખેલી છે કે " પરબ્રહ્મ પરમાત્મા પ્રલયદશામાં પોતાના સ્વરૂપમાં રમણ કરતા હતા તેઓની બાહ્ય રમણ કરવાની ઈચ્છા થઈ ત્યારે એ પરબ્રહ્મ પરમાત્મા આ સર્વ જગતરૂપ થયા. એ પ્રમાણે બૃહદારણ્યક ઉપનિષદ્માં લખેલું હોવાથી પરબ્રહ્મજ સર્વરૂપ થયેલ છે. પણ તેમાં આટલું સમજવાનું છે કે તે પરબ્રહ્મ સર્વશક્તિ તથા સર્વજ્ઞ હોવા છતાં ક્રીડાને માટે જુદા જુદા રૂપ થવાથી અને વિચિત્રતા વગર ક્રીડાની શોભા થાય નહી. એટલા માટે જેજે રૂપમાં જેજે શક્તિ જેટલે જેટલે અંશે રાખવાની જરૂર છે. તંતે રૂપમાં તેટલે તેટલે અંશે તેતે શક્તિ રાખેલી છે. તેથી સર્વરૂપથી સર્વ કાર્ય થતું નથી. જેમ એકજ દેવદત્ત રસોઇનું કામ કરતો હોય ત્યારે પાચક શબ્દથી ઓળખાય છે. અને રસોઇ સંબંધી જેટલું કામ હોય તેટલુંજ કરવાનો તેનો અધિકાર રહે છે. પાછો તેજ દેવદત્ત ભણાવવાના કામ ઉપર બેઠો હોય તે વખતે ભણાવવા સંબંધી જેટલું કામ હોય તેટલુંજ કરવાનો તેનો અધિકાર રહે છે પણ તે વખતે રસોઇનુ કામ તેની પાસેથી લેવા માંગો તો તે કરે નહિ. અને તેજ દેવદત્ત જે વખતે મહેતાગિરીના કામ ઉપર બેઠો હોય તે વખતે રસોઇ કે ભણાવવા સંબંધી કાર્ય માટે કોઇ તેની પાસે જાય તો તે કાર્ય તેમનુ દેવદત્તથી સિદ્ધ થાય નહીં. અથવા જેમ કોઇ અધિકારી હોય તે એકજ અધિકારી માજીસ્ટ્રેટનો હોદ્દો ન્યાયાધીશનો હોદ્દો અને દિવાનગિરીનો હોદ્દો એ ત્રણ હોદ્દા ચલાવતો હોય તેનામાં જોકે ત્રણે હોદ્દા ચલાવવાની શક્તિ છે તોપણ માજીસ્ટ્રેટના હોદ્દા ઉપર બેસીને ન્યાયાધીશનુ કે દિવાનગિરીનુ કામ ચલાવી શકે નહીં તેમ ન્યાયાધીશના હોદ્દા ઉપર બેસીને માજીસ્ટ્રેટનુ કે દિવાનગીરીનું કામ ચલાવી શકે નહી. અને દિવાનગિરીના હોદ્દા ઉપર બેસીને માજીસ્ટ્રેટ કે ન્યાયાધીશનુ કામ ચલાવી શકે નહી. તેમાં પણ એક બીજાની ઉપરી

સત્તાવાળો હોદ્દો હોય તે સત્તાની રૂયે તે તે કામ ચલાવી શકે પરંતુ સ્વતંત્ર તે હોદ્દાનું કાર્ય તે ચલાવી શકે નહી કેમકે તે તે હોદ્દાનો જેટલો અધિકાર હોય તેનુ ઉલ્લંઘન કરીને બીજા હોદ્દાના અધિકારનુ કામ તે કરી શકેજ નહી. એવો નિયમ ચાલતો છે. એ સર્વના અનુભવમાં છે. તે પ્રમાણે પરબ્રહ્મણ સર્વશક્તિમાન્ છે તો પણ શિવ, વિષ્ણુ, શક્તિ, સૂર્ય, અને ગણપતિ એવા રૂપથી આવિર્ભૂત થાય છે. ત્યારે તે સ્વરૂપને અનુકૂલ ફલ જે હોય તેજ આપે છે. બીજું ફલ આપતું નથી તેથી તામસ, રાજસ, અને સાત્વિકમાંથી જે દેવની જે અવસ્થા હોય તે દેવનુ ભજન કરનારને તે અવસ્થા પ્રાપ્ત થાય તેમાં તામસ દેવના ભજનથી તામસાવસ્થાનો ત્યાગ થઇ રાજસાવસ્થા થાય પછી રાજસાવસ્થાનો ત્યાગ થઇ સાત્વિકાવસ્થા થાય અને સાત્વિકાવસ્થાનો ત્યાગ થઈ નિર્ગુણાવસ્થા થાય એવો ક્રમ છે તેમાં કયા દેવ કયા ગુણવાળા છે? તે આપણે તેઓના કાર્ય ઉપરથી વિચાર કરિયે તો પ્રજાની ઉત્પત્તિ કરવી એ રજોગુણનુ કાર્ય છે તેથી ઉત્પત્તિ કરનાર દેવને રજોગુણી સમજવા પાલન કરવું એ સત્વ ગુણનુ કાર્ય છે તેથી પાલન કરનાર દેવને સત્વગુણી સમજવા અને સંહાર કરવો એ તમોગુણનુ કાર્ય છે. તેથી સંહાર કરનાર દેવને તમોગુણી સમજવા એવી રીતે તેનાં તેનાં કાર્યથી તે તે ગુણવાળા તે તે દેવોને સમજવા એ બાબત સર્વ શાસ્ત્રથી સિદ્ધ છે. તે ઉપરથી તે તે ગુણવાળા દેવોને સમજીને તે દેવોમાંથી જે ગુણવાળા દેવની ભક્તિ કરે તેને તે દેવના લોકની પ્રાપ્તિ થાય ત્યાં તેના પાર્ષદ (ગણ) થઇને રહે એ તેને ફળ થાય એ ફળ પણ સર્વ શાસ્ત્રમાં દુંદુભિના નાદથી સિદ્ધ કરેલું છે. (આજ વાત પરમ શિવભકત અપ્પયદીક્ષિતજીએ પોતાની પ્રકૃતિ પિશાચની થવાની અભિલાષા બતાવી સિદ્ધ કરી છે) તેથીજ શ્રીમદ્ ભગવદ્ગીતામાં અર્જુનને શ્રીકૃષ્ણ ભગવાને સાતમા અધ્યાયમાં કહેલું છે કે "જે જે ભક્ત જે જે માહારા સ્વરૂપની શ્રદ્ધા વડે પૂજા કરવાની ઇચ્છા કરે છે તેને તેને તે તે શ્રદ્ધા હું અચલ કરૂંછું. તેથી તે શ્રદ્ધાયે યુક્ત તે ભક્ત તે દેવનુ આરાધન કરવા લાગે છે. અને તે દેવથીજ તેને મનમાં ઇચ્છિત કામ હોય તે પ્રાપ્ત થાય છે. પરંતુ તે કામ હુંજ તે દેવદ્વારા અપાવું છું. પણ બીજા દેવની ભક્તિ કરવા વાળા અલ્પ બુદ્ધિવાળા હોવાથી તેને ફલ મળે છે. તે નાશાત્મક છે. (અહીં નાશાત્મક ફળ કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે તેની તેની તે તે ગુણવાળી અવસ્થાનો ત્યાગ કરીને આગળ નિર્ગુણાવસ્થા સુધી પહોંચવું પડે છે. તેથી તે તે દેવતાથી મળેલું ફલ નાશાત્મક થયું) દેવતાનું યજન કરવાવાળા દેવતા ઓને પ્રાપ્ત થાય છે અને મારા ભકતો મને પ્રાપ્ત થાય છે" ઇત્યાદિક વાકયો વડે શ્રીકૃષ્ણ ભગવાને પણ તે તે દેવતાના ભકતોને તે તે દેવતાની પ્રાપ્તિરૂપ ફલ કહેલુ છે. તેથી તે તે દેવતાની ભક્તિમાં મુક્તિરૂપ ફલ થવાનું વેદ પુરાણાદિકોમાં લખેલું છે તે તેની તામસત્વ વિગેરે જે અવસ્થા છે તેનો ત્યાગ થાય તે તેને મુક્તિ થઇ એમ સમજવું. કેમકે તે ભક્ત તામસ અવસ્થાથી મુક્ત થયો. પરંતુ તેથી રાજસાવસ્થા તથા સાત્વિકાવસ્થાથી મુક્ત થયો એમ સમજવાનુ નથી તે તે અવસ્થાથી મુક્ત થવું તો બાકી રહે છે. અહીં એવો અભિપ્રાય સમજવાનો છે કે તે મુક્તિ મળવા માટે ધર્મ કરતો હોય ને તે પાખંડી ન હોય અર્થાત્ અંતઃકરણ પૂર્વક શ્રદ્ધા રાખીને ભજન

કરતો હોય તેમાં તામસદેવ ઉપર શ્રદ્ધા હોય તથા તામસ ધર્મનું આચરણ કરતો હોય તો તે ધર્મ વડે તેની તામસાવસ્થા છુટી જાય અને રાજસાવસ્થા પ્રાપ્ત થાય ત્યારે રાજસાવસ્થામાં તે અવસ્થાને અનુકૂલ ધર્માચરણ કરતો હોય ને પોતે પાખંડી ન હોય તો તે ધર્માચરણ વડે તેની રાજસાવસ્થાનો ત્યાગ થઇને સાત્વિકાવસ્થા થાય ત્યાર પછી સાત્વિકાવસ્થામાં તે અવસ્થાને અનુકૂલ ધર્માચરણ કરતો રહે ને પોતે પાખંડી ન હોય તો તેની સાત્વિકાવસ્થાનો ત્યાગ થાય ત્યારે પરબ્રહ્મ પરમાત્માનો સંબંધ થવાથી નિર્ગુણાવસ્થા થાય તેવીજ રીતે જ્ઞાન અને ભક્તિને માટે ધર્માચરણ કરતો હોય તેને પણ અંતે નિર્ગુણપણું થાય છે. તેજ અર્થ બ્રહ્મપુરાણની સમાપ્તિમાં વિષ્ણુની માયાના અનુકીર્તનનો અધ્યાય છે. તેમાં વેદવ્યાસના વાક્યમાં પ્રતિપાદિત છે તે એવી રીતે જે

"વ્યાસજી કહે છે કે મુનિમાં સિંહરૂપ મહાફલરૂપ શ્રીકૃષ્ણમાં ભક્તિ જેવી રીતે પુરૂષને થાય છે તે હું અનુક્રમથી તમને કહીશ તે સાંભળો આ મહાઘોર સર્વભૂત પ્રાણીને ભય આપનાર, મહાભયંકર, અનેક પ્રકારનાં દુઃખથી વ્યાપ્ત, એવા આ સંસારમાં હજારો નિંદ્યયોનિમાં વારંવાર ઉત્પન્ન થતો જીવ ઘણાં કષ્ટથી કોઇ વખતે મનુષ્ય જન્મને પ્રાપ્ત થાય છે. તે મનુષ્યપણામાં પણ બ્રાહ્મપણું પ્રાપ્ત થાય તેમાં વિવેકીપણું આવે ને વિવેકથી ધર્મબુધિ થાય તેમાં તે ધર્મબુદ્ધિ વડે કલ્યાણનો માર્ગ ગ્રહણ કરે ત્યારે જ્યાં સુધી ઘણાં જન્મોથી સંચિત પુણ્ય પાપ એ બે પક્ષ સમાન થતા નથી ત્યાં સુધી મનુષ્ય જન્મ પામી સર્વ જગત્મય વાસુદેવમાં બુદ્ધિ થાય નહી. તેટલા માટે હે વિપ્ર જેવી રીતે શ્રીકૃષ્ણમાં ભક્તિ થાય તે પ્રકાર હું તમને કહીશ કે પુરૂષને આ જગત્માં અન્યદેવોમાં જે ભક્તિ થાય છે. તે પણ કર્મ મનને વચન વડે તે દેવમાં અંતઃકરણ પૂર્વક ભક્તિ રાખે તે ભક્તિ વડે હે મુનિઓમાં શ્રેષ્ઠો તેને યજ્ઞયાગ કરવામાં ભક્તિ થાય—ત્યારે તે પુરૂષ યજનમાં ભક્તિ કરે ત્યારે તે યજનમાં તત્પર થઇને અગ્નિની ભક્તિ કરે છે. તે જ્યારે અગ્નિ પ્રસન્ન થાય ત્યારે તેને સૂર્યમાં ભક્તિ થાય છે. ત્યારે તે હમેશાં હે દ્વિજો સૂર્યની પૂજા પ્રયત્નથી કરે છે. તે સૂર્ય તેને પ્રસન્ન થાય ત્યારે તત્ત્વથી વિધિપૂર્વક પ્રયત્ન કરીને શિવની ભક્તિ કરે છે. તે શિવ ભક્તિ કરતાં કરતાં પ્રસન્ન થાય ત્યારે તેને કેશવ ભગવાનમાં ભક્તિ થાય છે. તે નાશ રહિત વાસુદેવ જેનું નામ છે તે જગતના નાથ એવા તે કેશવનું સારી રીતે પૂજન કરીને તેમનાથી ભોગ અને મોક્ષને હે દ્વિજોત્તમ તે પ્રાપ્ત થાય છે" એવી રીતે ત્યાં નિરૂપણ કરેલું છે. તેથી તામસાદિ પુરાણમાં શિવાદિકથી મુક્તિ થવાના વચન જે લખેલાં છે તેનો અભિપ્રાય એવો છે કે તામસાદિ અવસ્થાને પરિત્યાગ કરવો એજ મુકિતપદનો અર્થ છે. એ એનો ખરો અભિપ્રાય સમજવો. આટલી સર્વહકીકત લખવાથી વેદપુરાણાદિકમાં જુદા જુદા દેવોનું નિરૂપણ કર્યું છે અને તેનાથી મુક્તિ રૂપ ફલ લખ્યું છે તેથી પરસ્પર વાક્યોનો વિરોધ આવે છે. તે વિરોધનો પરિહાર ઉપર લખ્યા પ્રમાણે વ્યવસ્થા કરિયેતોજ થાય છે. તે શિવાય તે વિરોધ કોઇ રીતે પણ મટી શકે એમ નથી એક પુરાણમાં દેવીને સર્વથી મોટાં ગણ્યાં બીજા પુરાણમાં શિવજીને સર્વથી મોટા ગણ્યા, ત્રીજા પુરાણમાં વિષ્ણુને સર્વથી મોટા

ગણ્યા, ચોથા પુરાણમાં સૂર્યને સર્વથી મોટા ગણ્યા અને પાંચમા પુરાણમાં ગણપતિને સર્વથી મોટા ગણ્યા. એ પરસ્પર વિરોધ આવ્યો એ વિરોધનો પરિહાર કરીને વ્યવસ્થા કરી સમજાવે તેજ અર્થ ખરો સમજવો. તે શિવાય વિરોધનો પરિહાર શાસ્ત્રપુરાણનાં વચનથી કરે નહીં. અને એક દેવની મોટાઇ લખી હોય તે વાકયોને પકડી લઇ તે દેવની મોટાઇ માટેજ કોલાહલ કર્યા કરે તેને કેવી રીતે શાસ્ત્રની વ્યવસ્થા કરવી તેનું જ્ઞાન નથી એમ સમજવું. તેઓના વાકયની જાળમાં ફસાવું એ સમજુ માણસનુ કામ નથી. પરબ્રહ્મ પરમાત્મા અનેક નથી પણ એકજ છે. તેનુજ વેદથી આરંભીને સ્મૃતિ પુરાણો વિગેરેમાં પ્રતિપાદન છે. તેથીજ "**सर्वे वेदा यत्पदमामनन्ति**" એમ શ્રુતિમાં કહેલું છે. અને "**वेदैश्चसर्वै रहमेव वेद्यः**" એમ ગીતાજીમાં કહેલું છે. અને "**वेदे रामायणे चैव पुराणे भारते तथा॥आदौ मध्ये तथा चान्ते हरिः सर्वत्र गीयते**" એમ મહાભારતમાં કહેલું છે. તેથી સર્વ ઠેકાણે એકનુજ પ્રતિપાદન છે. એમ સર્વ શાસ્ત્રથી સિદ્ધ થાય છે. તેથી અમે ઉપર સર્વ પ્રમાણો આપીને જે વ્યવસ્થા લખેલી છે. તે વ્યવસ્થાથીજ સર્વનો વિરોધ મટીને એકવાકયતા થાય છે. તે શિવાય એકવાકયતા થતી નથી. એ બાબત વધારે જોવાની જેની ઇચ્છા હોય તેણે ભક્તિમાર્તંડાદિક ગ્રંથો કાશીમાં છપાયેલા છે તે મંગાવી વાંચી જોવાથી વેદાદિક સર્વની એકવાકયતા સિદ્ધ થઇજશે. પછી સંદેહ રહેશે નહીં.

**किञ्च "सम्प्रदीयते गुरुणा शिष्यायेति संप्रदायो वेद इति कुसुमाञ्जल्यां वर्द्धमानोपाध्यायकृतव्युत्पत्त्यनुसारेणे" ति यदुक्तं तेन कुसुमाञ्जलिःकस्य कृतिरिति ज्ञानं तेषां दूरतरमस्तीति स्पष्टं प्रतीयते तत्र ग्रन्थावलोकनं तु दूरतरापास्तमेव केवलं स्वपाण्डित्यप्रकटनाय प्रसिद्धग्रन्थनामैव धृतमिति निश्चीयते। एवं व्युत्पत्तिकरणे श्रीमच्छङ्कराचार्यकृतबृहदारण्यकभाष्यारम्भलिखितेन "ओंनमो ब्रह्मादिभ्यो ब्रह्मविद्यासम्प्रदायकर्तृभ्यो वंशर्षिभ्यो नमो गुरुभ्य" इत्याकारकलेखेन विरोधापत्तेः संप्रदायशब्दस्य वेदरूपोऽर्थः श्रीमच्छङ्कराचार्यलेखविरुद्ध इत्यनुसन्धानं तेषां नास्तीति महत् पाण्डित्यम्। तद्दर्शितव्युत्पत्त्यनुसारेण दायशब्देनैव तदर्थलाभादुपसर्गद्वयस्य वैयर्थ्यापत्तिः। तेन संप्रपूर्वाद्ददातेर्घञि आतोयुक्चिण्कृतोरिति युकि निष्पन्नः संप्रदायशब्दः समुपसर्गोक्तं सम्यक्त्वं नाम भगवदाज्ञया तद्भक्तैर्जीवेषु पूर्णकरुणार्णवान्तःकरणैर्ब्रह्मादिभिरनादिसिद्धवेदादुधृत्य प्रवर्तितत्वेन तच्छिष्यपरम्परयाप्राप्तत्वम् प्रकृष्टत्वं चाऽस्य दानस्य वेदार्थकर्मकत्वादेवा॥ वेदे च तावद्धर्मब्रह्मणी प्रतिपाद्येते तत्र धर्मदानस्य सर्वोत्कृष्टत्वं तु तत्र तत्र श्रुतिस्मृतिपुराणेषु प्रसिद्धमेव॥ अथ ब्रह्मदानमपि तत्तन्महामन्त्रोपदेशद्वारा मननिदिध्यासनोपकृतश्रवणद्वारा च॥ तत्र आथर्वणानां कैवल्योपनिषदि ओं अथाश्वलायनो भगवन्तं परमेष्ठिनं परिसमेत्योवाच अधीहि भगवन् ब्रह्मविद्यां वरिष्ठां सदा सद्भिः सेव्यमानां निगूढाम्। ययाऽचिरात् सर्वपापं व्यपोह्य परात्परं पुरुषमुपैति विद्वान् तस्मै स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगादवेहि न कर्मणा न प्रजया**

धनेन त्यागेनैकेनामृतत्वमानशुरिति ॥ गीतायां "भक्त्यात्वनन्यया शक्यः"। "भक्त्या लभ्यस्त्वनन्यया"॥ श्रीभागवते "प्रीयतेऽमलयाभक्त्या हरिरन्यद्विडम्बनम्"। "भक्त्यैव तुष्टिमभ्येति विष्णुर्नान्येन केनचित्" इत्यादिभिः श्रौतस्मार्तपौराणवचनैर्भगवतो भक्तिमदेकलभ्यत्वश्रावणात् भक्तत्वस्य च "एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम्। मयि संजायते भक्तिः"। "भक्तिरुत्पद्यते पुंसां" ॥ "विना श्रीवैष्णवं धर्मं प्रसादं सद्गुरोर्विना॥ विना श्रीवैष्णवीं दीक्षां कथं भागवतो भवेदित्यादिश्रीभागवतपाद्मादिवचनैर्वैष्णवमन्त्रोपदेशैकसाध्यत्वकथनात् मन्त्राणां च पाद्मगौतमीयतन्त्रादिषु "संप्रदायविहीना ये मन्त्रास्ते निष्फला मता" इति सर्वथासंप्रदायैकसाध्यग्रहणकत्ववचनात् मन्त्रद्वारा ब्रह्मप्रदानं संप्रदायेषु। अथ विविधोपनिषत्सूत्रगीतादिश्रावणद्वारा ब्रह्मप्रदानमपि एतदधीनम्। "तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छे"दिति नियमेन श्रवणस्य पारंपरिकगुरूपसत्तिसाध्यत्वश्रावणात्। श्रवणस्यच मनननिदिध्यासनोपकृतस्य ब्रह्मसाक्षात्कारहेतुत्वादेव संप्रदायपदार्थस्य सर्वदानेभ्यः प्रकृष्टत्वम्। एवं सिद्धे वेदस्मृतिपुराणादिभ्यः संप्रदायस्योत्तमत्वे कस्मिनसम्प्रदाये सुलभा परब्रह्मप्राप्तिरस्तीति निम्नलिखितविचारानुसारेण विद्वद्भिरवधेया ॥

"यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसा सह आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचने" ति श्रुत्यनुसारेण "नाहं वेदैर्न तपसेति" स्मृत्यनुसारेण च वेदोदितकर्ममन्त्रादिसाधनाप्राप्यत्वं सिध्यति "आनन्दं ब्रह्मणो विद्वान्" "कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षत्" "ततस्तु तं पश्यति निष्कलं ध्यायमान" इत्यादिभिः श्रुतिभिः परब्रह्मदर्शनसाधनमवश्यमस्तीति संभाव्यते॥ वेदादिशास्त्रैर्यदि दर्शनसाधननिषेधः क्रियते तर्हि तद्दर्शनसाधनं कुतो मृग्यमिति विचारेणान्तःकरणे दैन्यसमुत्पत्त्या "यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै। तꣳह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये" इत्यादिश्रुत्या "सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजे" त्यादिस्मृत्या च साधनबलेनाहं साक्षात्करिष्यामीत्यभिमानं परित्यज्य परमप्रेमवतां भक्तशिरोरत्नभुतानामपि व्रजभक्तानां साधनबलमपहाय दैन्येन शरणगमने एव प्रादुर्भूतोऽतो "भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधन"मित्यनुसन्धाय परब्रह्म—परमात्मानमेव गच्छति शरणं जनः स च परमात्मा को वेति ? सन्देहे "कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः ॥ तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते" इत्याथर्वणश्रुतिशिरःसिद्धः श्रीकृष्ण एव सदानन्दः "तमुस्तोतारः" "ता वा वास्तून्युश्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः" इत्याद्यृग्वेदप्रतिपादितः श्रीगोकुलस्थ एव शरणीकरणीय इति

निश्चित्य तच्छरणगमने उद्युक्तः श्रीकृष्णं लक्षीकृत्य तद्विशेषणत्वेन शरणं संयोज्य तेन सह स्वसम्बन्धेनास्मच्छब्दाग्रे षष्ठीविभक्तिं विधाय शरणमन्त्रः श्वेताश्वतरतापिनी-श्रुत्योरूहपरिवर्त्तनसिद्धो गीताया उद्धृतश्च शरणगमनानन्तरं "स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा तद्यथा रथनाभौ च रथनेमौ चाराः सर्वे समर्पिता एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणाः सर्व एतआत्मानः समर्पिताः" इति बृहदारण्योक्तमधुविद्योक्तश्रुत्यनुसारेण सर्वभूताधिपति-रूपायात्मने सर्वसमर्पणं विधेयमिति निश्चित्य याज्ञवल्क्याय जनकेन "नमस्तेऽस्त्विमे विदेहा अयमहमस्मि" इति स्वराज्यसहितः स्वात्मा समर्पितः इत्यपि बृहदारण्यकोक्त-दिशाऽवगत्य "सकृदेव प्रपन्नाय तवास्मीति च वादिने अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं ममेति" रामायणोक्तश्रीरामप्रतिज्ञया परब्रह्मणे परमात्मने सर्वनिवेदनेन कृतार्थो भवतीति वेदादिसिद्धसर्वशास्त्रोदिततच्छरणगमनतन्निवेदनरूपमन्त्रद्वयबोधकोऽयं संप्र-दायः सर्वोत्कर्षतया जागर्तितराम । तत्र च बालमूर्तेर्वत गोपीशस्येति यल्लिखितं तत्तत्स्वरूपाज्ञानवशात्तत्र समुद्भूतद्वेषांकुरपरिणामपारवश्यतया च स्त्रीवत् पामरमानस-विलासवासनेत्यादिलेखो मत्सरप्रयुक्त एव" गोप्यो गाव ऋचस्तस्य यष्टिका कमला-सनः" इत्याथर्वणश्रुत्युक्तऋग्रूपगोपीस्वरूपाज्ञानेन तन्निन्दया वेदनिन्दापापप्रायश्चि-त्तार्हा स्तएव जाता इति महद्विद्वत्ताकौशलम् ॥

**વિવેચનઃ**—સંપ્રદાય શબ્દની વ્યુત્પતિ કરતાં ગુરૂ શિષ્યને આપે તે સંપ્રદાય એવો અર્થ કરીને સંપ્રદાય શબ્દનો અર્થ વેદ લખ્યો છે અને તે કુસુમાંજલિમાં વર્દ્ધમાનોપાધ્યાયે લખેલો છે. એમ તેઓ લખે છે તે ઉપરથી તેઓને એટલું જ્ઞાન નથી કે કુસુમાંજલિના કર્તાનું નામ વર્દ્ધમાનોપાધ્યાય છે કે બીજું છે? તે તેને ખબર નથી. તો એ ગ્રંથ તો તેણે વાંચ્યોજ ક્યાંથી હોય? જો ગ્રંથ વાંચ્યો હોય તો તે ગ્રંથના કર્તાનું નામ યાદ હોય, તેમાં શું લખ્યું છે તે પણ જ્ઞાન હોય પણ ગ્રંથ વાંચ્યા વગર કોઇ કોઇનુ બોલવું સાંભળીને પોતાની પંડિતાઇ દેખાડવા સારૂ પ્રસિદ્ધ ગ્રંથનું નામ લખી પાડ્યું હોય એવું દેખાય છે. પણ સંપ્રદાય શબ્દનો અર્થ વેદ જો કરશો તો તેમના મૂલગુરૂ શંકરાચાર્યે બ્રહદારણ્યક ઉપનિષદ્નું ભાષ્ય કરેલ છે. તેમાં બ્રહ્મવિદ્યારૂપ સંપ્રદાયને કરનારા બ્રહ્માદિક અને ગુરૂરૂપ વંશના ઋષિયોને નમન કરૂં છું. એમ લખ્યું છે. ત્યાં બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપનારાઓને સંપ્રદાય કરનારા કહ્યા છે. ને આ શારદાપીઠવાળા શંકરાચાર્ય તો તેમના ગુરૂરૂપ મૂલ શંકરાચાર્ય કરતાં અધિક જ્ઞાનવાળા લાગે છે. કેમ કે તેમના મૂલભૂત શંકરાચાર્ય થઇ ગયા જેમણે ત્રણે પ્રસ્થા-નો ઉપર ભાષ્ય કરેલાં છે. તેમણે તો સંપ્રદાય શબ્દથી બ્રહ્મવિદ્યા તેને પ્રવર્ત કરનાર એવો અર્થ કરેલો છે, અને આ શંકરાચાર્ય તો સપ્રદાય એટલે વેદ એવો અર્થ કરે છે. એ તેનુ જ્ઞાન અને વિદ્વતા કેવી? તે પોતાનો લેખજ બતાવી આપે છે. પણ તેના અર્થ પ્રમાણે તો ગુરૂ આપે એ સંપ્રદાય એવો અર્થ થાય છે. તે એવો અર્થ

તો દાય શબ્દ હોય તો પણ થાય છે. પછી सं અને प्र આ બે ઉપસર્ગ છે તે વ્યર્થ થાય છે. તેનો અર્થ આ ઠેકાણે કાંઇ પણ થતો નથી, અને ગુરૂ આપે એટલે કાવ્યાદિ શિષ્યને આપે (ભણાવે) તો તે પણ સંપ્રદાય એવો અર્થ થઇ જાય છે. એ વિચાર તેમની સમજમાં આવ્યો નહીં હોય, એમ લાગે છે. માટે सं કહેતાં સારી રીતે प्र કહેતાં ઉત્તમતાથી જે ગુરૂ શિષ્યને આપે તે સંપ્રદાય એવો અર્થ ત્યાં કરવો જોઇએ. તેમાં સારી રીતે શું સમજવું કે ભગવાનની આજ્ઞાથી પૂર્ણ દયાયુક્ત અંતઃકરણવાળા બ્રહ્માદિકોએ અનાદિસિદ્ધ વેદથી ઉદ્ધાર કરીને પ્રવર્તાવેલો હોવાથી શિષ્ય પરંપરાથી પ્રાપ્ત થાય તે સારી રીતે પ્રાપ્ત થયો એમ કહેવાય, અને તેમાં ઉત્તમપણું એ છે કે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો અથવા તેના સારરૂપ મંત્રનો ઉપદેશ કરવો તે વેદમાં કહેલું કર્મ છે તેથી ઉત્તમ છે. વેદના બે કાંડ છે, તેમાં પૂર્વકાંડમાં ધર્મનું પ્રતિપાદન કરાય છે. ને તેમાં ધર્મનું દાન કરવું તે ઉત્તમ છે. એમ તો શ્રુતિ–સ્મૃતિ અને પુરાણમાં સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. અને બ્રહ્મનું દાન કરવું તે પણ તે તે મહામંત્રોના ઉપદેશદ્વારા તથા મનન અને નિદિધ્યાસન કરવામાં ઉપકાર કરનાર શ્રવણદ્વારા પ્રસિદ્ધ છે. તેમા આથર્વણ કૈવલ્ય ઉપનિષદ્‌માં કહેલ છે કે “આશ્વલાયન ભગવાન્ બ્રહ્માજી પાસે જઈને કેહેવા લાગ્યા કે હે ભગવાન્ સદા સત્પુરૂષે સેવેલ અત્યંત ગૂઢ એવી શ્રેષ્ઠ બ્રહ્મવિદ્યા કહો જે બ્રહ્મવિદ્યાવડે થોડા સમયમાં સર્વ પાપને દૂર કરીને અક્ષરબ્રહ્મથી પર એવા અક્ષરાતીત પુરૂષો-તમને વિદ્વાન્ પ્રાપ્ત થાય, એમ આશ્વલાયને કહ્યું ત્યારે પિતામહ એવા બ્રહ્માજી આશ્વલાયનને માટે કેહેવા લાગ્યા કે શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાનયોગથી પુરૂષો-તમ પ્રાપ્ત થાય એવી બ્રહ્મવિદ્યાને જાણો કર્મેકરી તે પ્રાપ્ત થાય તેમ નથી, પ્રજાવડે તે પ્રાપ્ત થાય તેમ નથી, અને ધનવડે તે પ્રાપ્ત થાય એમ નથી. સર્વ સ્થલથી અહંતા મમતા છોડીને તમામનો ત્યાગ કરીને અમૃતપણાને કેટલાએક પ્રાપ્ત થયા છે” તેમ ગીતાજીમાં કહેલ છે કે “હું વેદથી જણાઉં તેમ નથી, તપથી જણાઉં તેમ નથી, દાનથી જણાઉં તેમ નથી, અને યજ્ઞથી પણ જણાઉં તેમ નથી. જેવી રીતે અર્જુન તેં માહારાં દર્શન કરેલ છે, તે વેદાદિક કોઇ સાધનથી થઇ શકે તેમ નથી. કેવલ અનન્ય ભક્તિથી થઇ શકે એમ છે.” “અનન્યા ભક્તિથી હું લભ્ય છું.” તેમ શ્રી ભાગવતમાં કહ્યું છે કે “ભગવાન્ અનન્ય ભક્તિથી પ્રાપ્ત થાય છે. બાકી બીજાં સાધન કરવાં એ તો અનુકરણ માત્ર છે” તેમ વિષ્ણુપુરાણમાં કહેલ છે કે “વિષ્ણુ કેવલ ભક્તિવડેજ સાધ્ય છે, બીજાં કોઈ સાધનથી પ્રસન્ન થતા નથી” ઇત્યાદિક શ્રુતિ–સ્મૃતિ અને પુરાણનાં વચનોથી ભગવાન્ ભક્તિવાળાનેજ કેવલ પ્રાપ્ત થાય છે એમ સિદ્ધ થાય છે. અને ભક્તિપણું ક્યારે પ્રાપ્ત થાય છે, તે બાબતમાં શ્રીમદ્‌ભાગવતમાં કહેલ છે કે “હે ઉદ્ધવ પોતાના આત્માનુ નિવેદન કરનારા મનુષ્યોને ઉપર બતાવેલા ધર્મોવડે મારામાં સારી રીતે ભક્તિ ઉત્પન્ન થાય છે.” તેમ પ્રથમસ્કંધમાં કહેલ છે કે “જે શ્રીમદ્‌ભાગવતરૂપ સંહિતા સાંભળવાથી પરમ પુરૂષ શ્રીકૃષ્ણમાં પુરૂષને ભક્તિ ઉત્પન્ન થાય છે. તે ભક્તિ શોક, મોહ, અને ભયને મટાડનારી છે.” તેમ પદ્મપુરાણમાં કહેલ છે કે “વિષ્ણુના ધર્મનું આચરણ કર્યા વગર, સદ્‌ગુરૂના પ્રસાદ વગર, અને વિષ્ણુના મંત્રની દીક્ષા લીધા વગર ભગ-

વાનનો ભક્ત કેમ થાય" ઇત્યાદિક વચનોવડે વૈષ્ણવમંત્રનો ઉપદેશ ગ્રહણ કરે ત્યારે-જ ભક્ત થાય છે. અને મંત્રોપદેશ લેવો એ બાબતમાં પદ્મપુરાણ અને ગૌતમીયતંત્ર વિગેરે ગ્રંથોમાં કહેલ છે કે "સંપ્રદાય વગરના મંત્ર નિષ્ફલ થાય છે." એ ઉપરથી મંત્રોપદેશ લેવામાં સંપ્રદાયની જરૂર છે. તેમ આ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે જેમાં મંત્રોપદેશ ન હોય તે સંપ્રદાય કહેવાય નહીં; પણ મંત્રોપદેશ તથા બ્રહ્મો-પદેશ બન્ને હોય તે સંપ્રદાય કહેવાય છે. જુદા જુદા ઉપનિષદોમાં આપેલો બોધ અને સૂત્ર તથા ગીતાદિકમાં આપેલો બોધ શ્રવણ કરાવે એ બ્રહ્મનું દાન છે. એ પણ સંપ્રદાયમાંજ હોય છે. તેથીજ "બ્રહ્મના સ્વરૂપને જાણવા સારૂ ગુરૂના સમીપમાં જવું" એમ શ્રુતિમાં કહેલું છે; તેથી પરંપરાથી સિદ્ધ એવા ગુરૂને શરણે જાય ત્યારે તેવા મંત્રની અને બ્રહ્મની સિદ્ધિ થાય એમ સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે. અને શ્રવણ કરીને તેનું મનન કરે તે પછી અંતઃકરણમાં તેનું નિદિધ્યાસન કરે તો તેનાથી બ્રહ્મનો સાક્ષાત્કાર થાય. એ હકીકત સત્પુરૂષોના રાજમાર્ગમાં અનેક ઉપનિષદરૂપી દુંદુભિના નાદ વડે પ્રસિદ્ધ છે. એવી રીતે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવામાં કારણરૂપ હોવાથીજ સંપ્રદાયનું સર્વ દાન કરતાં ઉત્તમપણું છે. એવી રીતે વેદ, સ્મૃતિ, અને પુરાણાદિકથી સંપ્રદાયનું ઉત્તમપણું થયું ત્યારે જે સંપ્રદાય ઉપર દ્વેષભાવ રાખીને આમ્નાયતત્વતરંગિણી લખાણી છે તે સંપ્રદાયમાં પરબ્રહ્મની પ્રાપ્તિ કેવી રીતે છે? એ નીચે દર્શાવેલા વિચારને અનુસારે વિદ્વાન પુરૂષોયે જાણી લેવી.

તૈત્તરીય ઉપનિષદ્‌માં લખ્યું છે કે "જે પરબ્રહ્મને પ્રાપ્ત ન થઇને વેદરૂપ વાણી મન સહિત તેનાથી નિવૃત્ત થાય છે. એવા પરબ્રહ્મનો આનંદ જાણનાર પંડિત કોઇ વખતે પણ કોઇનાથી બીતો નથી" એ શ્રુતિને અનુસારે અને ગીતાજીમાં કહેલ છે કે "હે અર્જુન તેં મને જેવી રીતે જોયેલ છે. તેવી રીતે વેદોવડે મારૂં દર્શન થતું નથી; તપ વડે થતું નથી, દાનવડે થતું નથી અને યજ્ઞાદિકવડે થતું નથી—" તે ગીતાજીના વાકયને અનુસારે વેદાદિકમાં કહેલ કરવું તે વડે તથા મંત્રાદિક સાધનોવડે પરબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી એમ સિદ્ધ થાય છે. અને તેજ તૈત્તરીય શ્રુતિમાં "પરબ્રહ્મનાં આનંદને જાણનાર પંડિત કયારે પણ કોઇનાથી બીતો નથી" એમ લખેલ છે. તેમ કઠ ઉપનિષદ્‌ના બીજા અધ્યાયમાં ચોથી વલ્લીમાં લખેલ છે કે "કોઇ ધીર પુરૂષ મોક્ષની ઈચ્છા કરનાર નેત્રની પરાવૃત્તિ કરનાર પુરૂષે પરબ્રહ્મને જોયેલ છે." તેમ મુંડક ઉપનિષદમાં પ્રથમ ખંડમાં કહેલ છે કે "પરબ્રહ્મ પરમાત્માનું નેત્રવડે ગ્રહણ થતું નથી, વાણીવડે ગ્રહણ થતું નથી, બીજા દેવો વડે ગ્રહણ થતું નથી, તપવડે અથવા કર્મવડે ગ્રહણ થતું નથી. પરંતુ જ્ઞાનના પ્રસાદવડે અંતઃકરણ શુદ્ધ થાય ત્યારે કળા રહિત તે પરમાત્માનું ધ્યાન કરતો હોય તે તેને દેખે છે" ઇત્યાદિક શ્રુતિઓવડે પરબ્રહ્મનાં દર્શનનું સાધન આવશ્ય છે. એમ સિદ્ધ થાય છે. હવે તે ઉપર જ્યારે વિચાર કરવા બેશિયે છિયે ત્યારે વેદાદિક શાસ્ત્રોવડે જેનાં દર્શનનો નિષેધ કરેલો છે. તેનું દર્શન થવાનું સાધન આપણે કેમ ગોતી શકિયે? એવો વિચાર અંતઃકરણમાં આવે ત્યારે આપણું બલ તેમાં કાંઇ પણ છે નહીં એમ નિઃસાધનતા અંતઃકરણમાં આવે ત્યારે શ્વેતાશ્વતર શ્રુતિમાં કહેલ છે કે "જે પરબ્રહ્મ પરમાત્મા પ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કરે છે

અને જે બ્રહ્માને માટે વેદની પ્રેરણા કરે છે તે આપણી બુદ્ધિનો પ્રકાશ કરવાવાળા દેવને મુક્ત થવાની ઇચ્છા રાખનાર હું શરણે જાઉ છું" એવી રીતે પરમાત્માને શરણે જવાની ઇચ્છા થાય છે તેમ વળી શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીભગવાતે અર્જુનને આજ્ઞા કરેલ છે કે "સર્વ ધર્મને ચોતરફથી છોડીને એક મ્હારી શરણે તું આવ. એ વાક્યનું સ્મરણ થવાથી સાધનના બળવડે હું પરમાત્માનો સાક્ષાત્કાર કરીશ. એવા અભિમાનને છોડીદઈને પરમ પ્રેમવાળા ભક્તના શિરોમણિરૂપ વ્રજભકતોને પણ સાધનબલ છુટી ગયું ને દીનતાથી ભગવાનની શરણે ગયેલ ત્યારેજ તેમની ઉપર પ્રસન્ન થઇ તેમને દર્શન આપેલ છે. તેથી "ભકતોને હરિને પ્રસન્ન કરવાનું સાધન એક દૈન્ય જ છે," એવું અનુસંધાન કરીને પરબ્રહ્મ પરમાત્માને શરણે જ તે માણુસ જાય છે. એવો નિશ્ચય છે. ત્યાં એવી શંકા થાય છે કે જેની શરણે જવાની ઇચ્છા થાય તે પરબ્રહ્મ પરમાત્મા કોણ હશે? તો ત્યાં આથર્વણ ઉપનિષદ્‌માં કહેલ છે કે "કૃષ્ શબ્દ સત્તાને કહેનાર છે ણ શબ્દ આનંદને કહેનાર છે. તે બેયની એકતા કરિયે ત્યારે **કૃષ્ણ** શબ્દ થાય છે. તે પરબ્રહ્મ કહેવાય છે." એ શ્રુતિથી સિદ્ધ શ્રીકૃષ્ણ સદાનંદ છે તેમ ઋગ્વેદમાં કહેલ છે કે "હે પરબ્રહ્મ પરમાત્માની સ્તુતિ કરનારા ઋષિયો તમારા જન્મની સફલતા કરવા માટે તમે વિષ્ણુની ભક્તિ કરો" તેમ બીજો ઋગ્વેદનો મંત્ર છે તેમાં લખેલ છે કે "તે તમારા સ્થલોને પ્રાપ્ત થવા માટે અમે ઇચ્છા રાખિયે છિયે. જે સ્થલમાં કલ્યાણને કરનાર ગાયો તથા ઘણાં શીંગડાવાળાં રૂરૂ વિગેરે મૃગો રહેલાં છે" તે ઋગ્વેદની શ્રુતિઓવડે શ્રીગોકુલમાં રહેલ શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ પરમાત્મા છે. માટે તેમની જ શરણે જવું જોઇયે. એવો નિશ્ચય કરીને તેમની શરણે જવાને તૈયાર થાય છે. તેથી શરણે જવામાં લક્ષરૂપ શ્રીકૃષ્ણને કરીને શ્રીકૃષ્ણના વિશેષણ રૂપ શરણ શબ્દને જોડીને શરણે જનાર પોતે હોવાથી પોતાનો તેની સાથે સંબંધ છે તેથી પોતાને કહેનાર અસ્મત્ શબ્દ હોવાથી તે શબ્દની છઠ્ઠી વિભક્તિને જોડીને શરણમંત્ર સિદ્ધ થાય છે. તે મંત્ર શ્વેતાશ્વતર અને તાપિનીશ્રુતિના ઊહ ફેરથી અને ગીતાજીમાંથી ઉદ્ધાર કરેલો છે. તે શરણ મંત્રનો ઉપદેશ ગ્રહણ કરે છે. ત્યાર પછી તેના અંતઃકરણમાં એવો વિચાર આવે છે કે આપણે કેવલ તેમની શરણે જઇને, તેમને આધીન થઇને રહિયે, તેવા કયારે થવાય કે જ્યારે સર્વમાંથી મમતા છોડી સર્વ પદાર્થ પ્રભુને આધીન કરી આપીયે એવો વિચાર થાય ત્યાં બૃહદારણ્યક ઉપનિષદની મધુ વિદ્યામાં લખેલી શ્રુતિ તેના સ્મરણમાં આવે છે. તે શ્રુતિમાં કહેલ છે કે "નિશ્ચય એ આત્મા સર્વ ભૂતોના અધિપતિ છે ને સર્વ ભૂતોના રાજા છે. તે જેમ રથના પૈયાં હોય તેની નાભિમાં (તેના વચલા ભાગમાં) તથા નેમીમાં તમામ આરા અર્પણ કરેલા છે. તેવી રીતે પરબ્રહ્મ પરમાત્મામાં સર્વભૂતો, સર્વ દેવતાઓ, સર્વલોક, સર્વ પ્રાણો, અને સર્વે આત્માઓ અર્પણ કરેલા છે." એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે સર્વભૂતના અધિપતિરૂપ પરમાત્માને સર્વ અર્પણ કરવાની તેમની ઇચ્છા થાય છે ત્યારે બૃહદારણ્યક ઉપનિષદ્‌માં જેમ જનક રાજાએ યાજ્ઞવલ્કયને પોતાને ઉપદેશ કરનાર ગુરૂ માનીને કહેલ છે કે "હું તમને નમન કરૂં છું, અને આ મ્હારૂ રાજ્ય, આ માહારો દેશ, અને આ માહરો આત્મા, એ બધું હું તમને અર્પણ કરૂં છુ. માટે હવે તે સર્વ તમારૂ થાઓ" એવી રીતે યાજ્ઞવલ્કયને જનકરાજાયે બધુ અર્પણ કર્યું ત્યારે પરબ્રહ્મ પરમાત્માને બધુ અ-

પણ કરવું. એ તો તેના કરતાં ઉત્તમ છે. એવો વિચાર અંતઃકરણમાં આવે ત્યાં રામાયણમાં શ્રી રામચંદ્રજીયે અને મહાભારતમાં શ્રીકૃષ્ણે કહેલ છે કે "એકવાર મ્હારી શરણે આવ્યો હોય અને હું તમારો છું એમ જે બોલ્યો હોય તેને સર્વભૂત પ્રાણિમાત્રથી હું અભય આપું છું. કોઈ પણ તેને ભય કરી શકતું નથી. એવી મ્હારી પ્રતિજ્ઞા છે" એવી શ્રી રામચંદ્રજીની અને શ્રીકૃષ્ણની પ્રતિજ્ઞા સાંભળવામાં આવે ત્યારે તેમના મનમાં એવો નિશ્ચય થાય કે હું તેમની શરણે જઇને તેમને સર્વ અર્પણ કરીને કૃતાર્થ થાઉં. એવા વિચારથી તે જીવ શરણે જઇ સર્વ અર્પણ કરે છે. એવી રીતે વેદાદિ સર્વ શાસ્ત્ર સિદ્ધ શરણગમન અને તેમને સર્વ નિવેદન કરવારૂપ બન્ને મંત્રનો ઉપદેશ કરી જીવને કૃતાર્થ કરનાર આ સંપ્રદાય છે. તે સર્વથી ઉત્કૃષ્ટપણાથી જગતમાં પ્રકાશિત થઇને રહેલો છે. જેની ઉત્કૃષ્ટતા જોઇને ઇર્ષ્યા કરીને અંતઃકરણમાં બળીને ગમે તેવું બડબડયા કરે છે. તેમણે આમ્નાયતત્વતરંગિણીમાં બાલમૂર્તિ જે ગોપીશ છે તેની ઉપાસના સ્ત્રીની માફક પામર માણસના મનમાં વિલાસની વાસનાથી થાય છે. ઇત્યાદિક જે દ્વેષથી લખેલું છે તે શ્રીકૃષ્ણના સ્વરૂપને તે જાણતા નથી; તેમનામાં દ્વેષનો અંકુર તેમને પેદા થયો છે. અને તેમનો દ્વેષ કરનારને કેવી ગતિ થાય છે તે ગીતાજીના સોળમા અધ્યાયમાં લખેલું છે. તેનું પણ તેમને જ્ઞાન ન હોવાથી એવો લેખ લખી પાડયો છે. પણ આથવર્ણના ઉપનિષદ્‌માં કહેલ છે કે "ગોપીજનો અને વ્રજની ગાયો એ સર્વ ઋગ્વેદના મંત્રરૂપ છે અને ગોપ—ગાયો હાંકનાર હાથમાં લાકડી રાખે છે તે બ્રહ્માજીનું સ્વરૂપ છે." એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે વેદના મંત્રરૂપ શ્રીગોપીજનોના સ્વરૂપનું જ્ઞાન નહીં હોવાથી તેમની નિંદા કરી છે. તે તેમણે વેદની નિંદા કરી એમ સમજવું. અને વેદની નિંદા કરનારને જે પ્રાયશ્ચિત ધર્મશાસ્ત્રમાં લખ્યું છે તે પ્રાયશ્ચિત્ત કરે ત્યારેજ તે નિંદા લખનાર તે પાપથી મુક્ત થાય ત્યારે પવિત્ર થાય ત્યાં સુધી તે અપવિત્ર છે. એવી રીતે પોતાના લેખથી પે.તે અપવિત્ર થાય એ તેમની પંડિતાઈ વખાણવા લાયક છે.

**अन्यच्च अद्वैतसिद्ध्यादिमहाप्रखरग्रन्थकर्तृभिर्मधुसूदनसरस्वतीभिः श्रीकृष्णस्य हरित्वं भगवत्वञ्च प्रतिपदमुपपाद्य परतत्त्वत्वं चोक्त्वा श्रीमद्भगवद्गीतायां श्रीकृष्णासक्तिः संपूर्णतया प्रदर्शिता तथाहि "**

**ध्यानाभ्यासवशीकृतेन मनसा तन्निर्गुणं निष्क्रियं ।**
**ज्योतिः किञ्चन योगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते ॥**
**अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरं ।**
**कालिन्दीपुलिनेषु यत् किमपि तन्नीलं तमो धावति ॥**

**इति श्लोके तेषां श्रीकृष्णे कीदृशो भावोऽस्तीति स्पष्टमेवावगम्यते तेन तादृग्लोकोत्तरपण्डितानां शङ्कराचार्यसिद्धान्तानुयायिनां श्रीकृष्णे परमं प्रेम प्रकटीभवति तत्र बालमूर्तिगोपीशादिविशेषणदानेन स्वस्यानादरं तद्भक्तौ बोधयन्तो बहुविद्वांसः प्रतिभान्ति**

किञ्च शैववैष्णवादिमता ।मश्रेयोवहत्वं दर्शयित्वा "महावाक्यतदर्थयोश्च प्रथमाश्रमि चतुर्थाश्रमिण प्रत्येव प्रशास्तृभावो ब्रह्मण्यानां ब्रह्मनिष्ठानामुपपद्यतेतरा" मित्यशुद्धो लेखः कृतस्तत्र ब्रह्मण्यब्रह्मनिष्ठयोर्व्यावर्त्तकधर्मः कः ? ब्रह्मनिष्ठश्च स्थितधीरेव भवेद्वा तदा गीतोक्तस्थितधीस्वरूपस्य मायावतीर्थष्वभावात् द्वेषादिधर्माणां प्रत्यक्षतया नीययुक्त-स्तेषामयं लेखो ब्रह्मनिष्ठत्वाभावात्

વિવેચન—અદ્વૈતસિદ્ધિ વિગેરે ઘણા મોહોટા ગ્રંથોના બનાવનારા પંડિત રત્ન મધુસૂદન સરસ્વતીયે શ્રીકૃષ્ણનું હરિપણું અને ભગવાનપણું પ્રતિપદ પ્રતિપાદન કરી શ્રીમદ્‌ભાગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણના સ્વરૂપમાં પોતાની અસાધારણ અસક્તિ સંપૂર્ણ રીતથી પ્રદર્શિત કરી છે તે જણાવે છે કે

"યોગીજનો ધ્યાનના અભ્યાસથી વશીભૂત કરેલા મનવડે નિર્ગુણ (સત્વાદિગુણ રહિત) નિષ્ક્રિય (સર્વ પ્રકારની ક્રિયાઓથી રહિત) જ્યોતિર્મય (તેજોમય) પરમાત્માનું જો દર્શન કરે છે તો તે ભલેકરો પરંતુ અમારો તો શ્રી યમુનાજીના તટ ઉપર ઇહાં ત્યાં બિરાજનાર સાક્ષાત્ શ્યામ સ્વરૂપ શ્રીકૃષ્ણ અમારા નેત્રના ચમત્કાર માટે (દર્શના-નંદને વાસ્તે) ચિરકાલ પર્યંત બનો. "

આ ઉપર લખેલા શ્લોકથી સ્પષ્ટ જણાય છે કે પ્રોક્ત પંડિત રત્ન મધુસૂદન સરસ્વતી સંન્યાસીનો શ્રીકૃષ્ણ ઉપર કેટલો અસાધારણ ભાવ હતો તે બરોબર જણાઈ આવે છે. આ ઉપરથી શંકરાચાર્યના સિદ્ધાંતને અનુશરનારા તેવા લોકોત્તર પંડિતોના પરિપૂર્ણભાવને લીધે તેઓને અનુસરનારા બીજા મહાપુરૂષોનો શ્રીકૃષ્ણમાં પરમ પ્રેમ પ્રગટ થાય એ સંભવતું છે.

પરંતુ આમ્નાયતત્વ તરંગિણીના બનાવનારા "શ્રીકૃષ્ણનું બાલ સ્વરૂપ તથા ગોપીજનોના સ્વામી" વિગેરે શબ્દોથી પોતે અનાદર જણાવી કાંઇ અવાચ્ય શબ્દો લખે છે આ ઉપરથી માલમ પડે છે કે શ્રીગીતા ઉપર ટીકા કરનારા પરમ ભકત મહાપુરૂષ પંડિતવર મધુસૂદન સરસ્વતી કરતાં પણ તેઓ વધારે પંડિત પોતાને માનતા હોય એમ અનુમાન થાય છે.

શૈવ વૈષ્ણવાદિ મતને અશ્રેયોવહ લખીને મહાવાકય અને તેના અર્થનો બોધ કરનાર જે બ્રહ્મનિષ્ઠો હોય તેઓને બ્રહ્મચર્યાશ્રમથી આરંભીને સંન્યાસાશ્રમ પર્યંતને ઉપદેશ કરવાની યોગ્યતા છે. એમ લખ્યું છે. તેમાં બ્રહ્મનિષ્ઠ ગમે તે આશ્રમનો હોય તો પણ સંન્યાસીપર્યંતને ઉપદેશ કરી શકે એવો અભિપ્રાય નિકળે છે. અને બ્રહ્મનિ-ષ્ઠનાં લક્ષણો ગીતાજી વિગેરે ગ્રંથોથી તપાસતાં તેમાં "કયાંય પણ જેને સ્નેહ હોય નહીં. અને શુભ ફલ મળે તેમાં આનંદિત થાય નહીં અને અશુભ ફલ મળે તેમાં ખિન્ન થાય નહીં. તેની બુદ્ધિ બ્રહ્મમાં સ્થિર થઇ એમ કહેવાય છે. કાચબો જેમ પોતાના અવયવોને સમેટી અંદર લેય છે. તેવી રીતે સર્વ ઇંદ્રિયોને વિષયરૂપ પદાર્થોમાંથી ખેંચીને પોતાની અંદર રાખે છે, અર્થાત્ એક પણ ઇંદ્રિય કોઈ પણ વિષયમાં જતી નથી તેની બુદ્ધિ બ્રહ્મમાં સ્થિર થયેલી કહેવાય છે" ઇત્યાદિક વાકયોવડે તેવા શાંત

હોય ત્યારે બ્રહ્મનિષ્ઠ કહેવાય; પણ જેઓ વગર કારણે ચો તરફ ધર્મમાં કલહ ઉત્પન્ન કરે તેવીજ ક્રિયાઓ કરતા હોય તેઓને તો બ્રહ્મનિષ્ઠ કહીજ શકાય નહીં, કેમકે તેઓમાં તો વિદ્વેષાદિભાવ પ્રત્યક્ષ પ્રકાશિત રહે છે ત્યાં ઉપર લખેલાં લક્ષણો તેવાઓમાં છે એમ કોઇ પણ કહી શકે નહીં, તેથી તેવો લેખ આમ્નાયતત્વતરંગિણીકારને પણ ઉપયોગી હોય એમ જોવામાં આવતું નથી, પછી તેમણે જે અભિપ્રાયથી લખ્યુ હોય તે તે જાણે.

किञ्च सप्तत्रिंशत्पत्रे उपास्तेर्भगवत इत्यारभ्य अप्रयोजकत्वादित्यन्तं तदनन्तरं चोपास्तेर्वैकुण्ठेश्वरस्येत्यारभ्य तदुपसर्जनत्वादित्यन्तं यल्लिखितं तत्रोच्यते— वैष्णवादिभेदभिन्नस्य सम्प्रदायस्येति यदुक्तं तत्र वैष्णवादिभेदेन बहवः संप्रदायाः सन्ति तद्भिन्नः संप्रदायस्तु तेषामेव सिध्यति तेनैव भगवद्द्वेषसमाक्रान्तत्वमपि तेषामेवावगम्यते प्रचलितप्रसङ्गेन तेनैव भगवत्कृपापराङ्मुखत्वमपि तत्रैव प्राप्नोतीति तत्फलमपि तेषामेवावश्यं भावीति न तत्र किञ्चिद्विशेषतया लेखनीयमस्ति तैरेव तथैव लिखितत्वात् द्वितीयलेखे च वैकुण्ठेश्वरोपास्ते रास्तिकाग्रगण्यत्वेनाभिमतत्वं चेत् तेषां तदा तस्यैवोपासना तैर्विधेया नतु कैलासेश्वरस्य तस्यापि समाधौ तद्ध्यानप्रवणत्वेनातीवपूज्यतमत्वादत एव केशव इति नामापि केशयोर्मोक्षसुखप्रदत्वेन जागर्तितरां कोषेषु वाराणस्यामपि राममन्त्रोपदेशदातृत्वेनैव मोक्षप्रदत्वं काशीखण्डादिषु प्रसिद्धमतो विश्वनाथस्य महाभक्तत्वं सर्वत्र प्रसिद्धमतो वाराणस्यां मरणोत्तरमपि रामनामोच्चारणमेव श्रूयते सर्वेषां सर्वैरिति कैलासेश्वरस्य केषामपि मोक्षदत्वं तामसत्वेन नैव योग्यमिति तामसपुराणादिषु तादृग्लेखस्तु तामसावस्थापरित्यागरूपमोक्षदत्वेनैव दृश्यतइति पूर्वलिखितसन्दर्भादवगन्तव्यम् । अतएव महाशिवभक्तस्य घण्टाकर्णस्य मोक्षेच्छायां जातायां श्रीकृष्णाग्रएव प्रेषितः स इतीतिहासोऽपि युज्यतेतराम् श्रीविष्णोस्तदुपासनं क्वचित् दृश्यते तच्च स्वतो जनविमुखकरणार्थमाज्ञप्तेन शिवेन स्वोपासनार्थं प्रार्थितेन भगवता "त्वामेवाराधयिष्यामि त्वञ्च मे वरदो भव"

इति पाद्मसन्दर्भात् स्वदत्तवरसाफल्यायेति ज्ञेयम् तेनैव मात्स्ये कल्पानुकीर्तनाध्याये चतुर्विधान् कल्पानुक्त्वा "

सङ्कीर्णेषु सरस्वत्याः पितॄणां सृष्टिरुच्यते ॥
अग्नेः शिवस्य माहात्म्यं तामसेषूपवर्ण्यते ॥
राजसेषु च माहात्म्यमधिकं ब्रह्मणो विदुः ॥
सात्त्विकेष्वधिकं तद्वद् विष्णोर्माहात्म्य मुच्यते ॥
तेष्वेव योगसंसिद्धा जमिष्यन्ति परां गतिम ॥

इत्याद्युक्त्वाऽग्रे उच्यते
ब्राह्मसंवत्सरशतादेकाहः शैव उच्यते ॥
शैववर्षशतादेकं निमेषं वैष्णवं विदुः ॥

इत्युक्तं तेनापि विष्णोरेव सर्वाधिक्यं स्फुटति तत्कल्पे एव परगतिप्राप्तिकथनात् पाद्मोत्तरखण्डीयद्विचत्वारिंशाध्याये उमामाहेश्वरसंवादे

सात्त्विका मोक्षदाः प्रोक्ता राजसाः सुखदास्स्मृताः ॥
तथैव तामसा देवि ! निरयप्राप्तिहेतवः ॥

इति शिववाक्येनापि तामसराजसपुराणोक्तधर्माचरणात्तामसराजसावस्थात्यागरूपैव मुक्तिरिति स्फुटति नतु परमा मुक्तिः

" ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ॥
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥

इत्यादिवाक्येभ्यस्तथैव सिद्धेः—

વિવેચનઃ—આમ્નાયતત્વતરંગિણીના સાડત્રીશમા પત્રમાં " **उपास्तेर्भगवतः** " ત્યાંથી આરંભીને " **अप्रयोजकत्वात्** " ત્યાં સુધી એક લેખ અને ત્યાર પછી " **उपास्तेर्वैकुण्ठेश्वरस्य** " ત્યાંથી આરંભીને " **तदुपसर्जनत्वात्** " ત્યાં સુધીનો બીજો લેખ જે લખેલ છે ત્યાં કહીએ છીએ કે તે લેખમાં " **वैष्णवादिभेदभिन्नस्य संप्रदायस्य** " એમ લખ્યું છે તેનો અર્થ એવો થાય છે કે વૈષ્ણવાદિ ભેદે કરીને જેટલા શૈવશાક્તાદિ સંપ્રદાયો છે, તેનાથી જુદો સપ્રદાય તો જગતમાં તેઓ પોતાનો માને છે, તેથી પોતાના સંપ્રદાય માટેજ તે લેખ લખેલો છે એમ સિદ્ધ થાય છે; તેથી તે લેખમાં તે સંપ્રદાયને ભગવાનના દ્વેષવડે સમાક્રાંતપણું લખેલું છે તે પણ ચાલતા પ્રસંગવડે તેમને માટેજ જણાય છે; એટલે ભગવાનમાં દ્વેષયુક્ત હોવાથી ભગવાનની કૃપાથી પરાઙ્મુખપણું ( બહિર્મુખપણું ) પણ તેમની ઉપરજ પ્રાપ્ત થાય છે. માટે તેનું ફલ તેમણે નરકની પરંપરાની પ્રાપ્તિરૂપ લખ્યું છે તે પણ તેઓનેજ અવશ્ય પ્રાપ્ત થવાનું હશે તો થશે. માટે તે બાબતમાં તેમણે પોતેજ લખ્યું છે ત્યાં અમારે કાંઇ વિશેષ લખવાનું રહેતુ નથી, અને બીજા લેખમાં વૈકુંઠેશ્વરની ઉપાસના આસ્તિકમાં અગ્રેસર એવા અમોને અભિમત છે એમ તેમણે લખ્યું છે. તે જો તેમને અભિમત હોય તો તેમણે વૈકુંઠેશ્વરનીજ ઉપાસના કરવી જોઇએ, કૈલાસેશ્વરની ન કરવી જોઇએ. કેમકે કૈલાસેશ્વર શિવજી પણ સર્વદા સમાધિ કરી તેમનાજ ધ્યાનમાં પ્રવણ થઇને રહે છે; તેથી તેમને પણ અતિપૂજ્યતમ વિષ્ણુ છે; તેથીજ કોષમાં વિષ્ણુનું કેશવ એવું નામ અત્યંત જાગરૂક છે, તેનો અર્થ એવો થાય છે કે **क** કહેતાં બ્રહ્માજી અને **ईश** કહેતાં શિવજી બન્નેને **व**

કહેતાં મોક્ષસુખ જેનાથી છે તેથી **કેશવ** એવું નામ થાય છે, અને તેનો પ્રસિદ્ધ દાખલો જોવો હોય તો કાશીજીમાં પણ વિશ્વનાથ મહાદેવ છે ત્યાં મરનારના કાનમાં મરતી વખતે રામતારક મંત્રનો ઉપદેશ કરે છે; તેથી તેની મુક્તિ થાય છે. આ કથા ઉપનિષદ્‌માં તથા કાશીખંડ વગેરે પુરાણ ભાગોમાં પ્રસિદ્ધ છે; તેથી વિશ્વનાથ મહાદેવજીને વિષ્ણુના મહાભક્તપણું સર્વત્ર પ્રસિદ્ધ છે, અને રામતારક મંત્રથી મુક્તિ થાય છે. તેને જણાવનાર વૃત્તાંત આજ દિવસસુધી કાશીમાં પ્રસિદ્ધ જોવા–સાંભળવામાં આવે છે કે ત્યાં મરનાર શૈવ અથવા વૈષ્ણવ હોય તો પણ તેની પાછળ "રામ નામ સત છે" આવો શબ્દ પોકારાય છે. એ રિવાજ સર્વત્ર કાશીથીજ દુનિયામાં ચાલેલો છે. અને કૈલાસેશ્વર શિવજી તો સંહારના અધિષ્ઠાતા હોવાથી તામસ છે. એટલે કોઇને પણ મોક્ષ દેવાપણું તેમને કહેવું એ યોગ્ય નથી, અને તામસ પુરાણાદિકમાં શિવજીથી મોક્ષ થાય છે એવો લેખ જોવામાં આવે છે. તે તામસ અવસ્થાનો ત્યાગ થાય એવા પ્રકારનો મોક્ષ તેની દૃઢ ઉપાસનાથી થાય છે, તે વિષે વધારે વિવેચન પુરાણના સંદર્ભથી અમે ઉપર બતાવેલું છે. તે ઉપરથી સમજી લેવું; તેથીજ ઘંટાકર્ણ નામનો યક્ષ અનન્ય શિવભક્ત હતો, અને વિષ્ણુનું નામ ન સંભળાય તેથી બન્ને પોતાના કાન ઉપર ઘંટા બાંધી રાખતો હતો તેથીજ તેનું નામ ઘંટાકર્ણ જાહેર થયું હતું. તેની ઉપર અનન્ય ભક્તિથી શિવજી પ્રસન્ન થયા ત્યારે વરદાન માગવાનું કહેતાં તેણે મોક્ષ માગ્યો; એટલે શિવજીએ કહ્યું કે મોક્ષ શિવાય બીજું માગ તો હું આપી શકું, અને મોક્ષ જોતો હોય તો શ્રીકૃષ્ણ પાસે જા. ત્યારે તેણે કહ્યું કે વિષ્ણુનુ નામ ન સંભળાય તેને માટે કાનપર ઘંટા બાંધું છું. ત્યારે શિવજીએ તે ઘંટા છોડાવી નાખી અને આગ્રહ કરીને શ્રીકૃષ્ણ પાસે મોકલ્યો, અને પોતે પણ ત્યાં પધાર્યા અને શ્રીકૃષ્ણ પાસે પ્રાર્થના કરી તેને મોક્ષ અપાવ્યો. એ ઇતિહાસ ભારતખિલાદિકમાં પ્રસિદ્ધ છે; તે પણ વિષ્ણુજ મોક્ષ દેનારા છે તેથીજ ઘટે છે. અને પદ્મપુરાણ તથા વરાહપુરાણાદિકમાં એવી કથા છે કે વિષ્ણુભક્તિના અધિકારી નહીં એવા લોકો પણ વિષ્ણુભક્તિ કરવા લાગ્યા ત્યારે વિષ્ણુએ શિવજીને આજ્ઞા કરી કે તમે મહેશ્વર થઇને જગતમાં પૂજાઓ, મહારૂં માહાત્મ્ય ઓછું કરો અને મનુષ્યને માહારાથી વિમુખ કરો; ત્યારે શિવજીએ પ્રાર્થના કરી કહ્યું કે જગતમાં આપની મોહોટાઇ પ્રસિદ્ધ થયેલી છે તેને છોડીને માહારૂં ભજન કોણ કરશે? અને આપનાથી મનુષ્યને વિમુખ કરવાં તેનું પાપ લાગે અને તેથી હું પણ આપનાથી વિમુખ થઇજાઉં તેનો ઉપાય શું કરવો? તે ઉપરથી વિષ્ણુએ ખુલાસો કર્યો કે તમે સહસ્રનામનો જપ પાઠ કર્યા કરજો એટલે તમને તે બાબતનુ પાપ લાગશે નહી, અને હું અવતાર ધારણ કરીને તમારૂં આરાધન કરીશ અને તમે મને વરદાન આપનારા થજો એટલે મને તમારૂં આરાધન કરતાં જોઇને બીજા લોકો પણ મહાસ કરતાં તમને મોટા સમજીને તમારૂં આરાધન કરશે; એટલે મારાથી વિમુખ થશે. એ પ્રમાણે પોતે વરદાન આપેલું હતું તેથી તે વરદાન સફલ કરવાસારૂ તેમણે (શ્રીવિષ્ણુએ) અવતાર લઇને તેમનુ આરાધન કરેલું છે તે ઉપરથી કેટલાએક લોકો ભ્રમમાં પડી જાય છે, તેથી મત્સ્યપુરાણના કલ્પાનુકીર્તનાધ્યાયમાં ચાર પ્રકારના કલ્પનુ નિરૂપણ કરીને કહે છે કે:—

"સંકીર્ણ કલ્પમાં સરસ્વતી અને પિતૃગણનુ માહાત્મ્ય વર્ણન કરીને તેથી તમામ સૃષ્ટિ છે. એમ તે કલ્પના વર્ણનના પુરાણમાં લખેલું છે. તામસ કલ્પના વર્ણનના પુરાણમાં અગ્નિ અને શિવજીનુ માહાત્મ્ય વર્ણન કરાય છે. રાજસ કલ્પના વર્ણનના પુરાણમાં બ્રહ્માજીના મહાત્મ્યનું અધિક વર્ણન કરાય છે, એમ ઋષિયો જાણે છે, તેવીજ રીતે સાત્વિક કલ્પના વર્ણન કરનાર પુરાણમાં વિષ્ણુનુ માહાત્મ્ય અધિક કહેવાય છે, ત્યારેજ યોગવડે સારી રીતેં સિદ્ધ થયેલા પુરૂષો પરગતિને પ્રાપ્ત થશે."

એવી રીતે કહીને આગળ કહેલ છે કે "બ્રહ્માજીના સો સંવત્સર થાય ત્યારે શિવજીનો એક દિવસ કહેવાય છે, અને શિવજીના સો વર્ષ થાય ત્યારે વિષ્ણુનો એક નિમેષ (મટકુ) થાય છે. એમ મુનિયો જાણે છે". એમ કહ્યું છે તેનાથી પણ વિષ્ણુનુજ સર્વથી અધિકપણું સ્ફુટ દેખાય છે. કેમ કે વિષ્ણુના કલ્પમાંજ પરગતિ (મોક્ષ) પ્રાપ્ત થવાનું કહેલું છે, તેમ પદ્મપુરાણના ઉત્તરખંડના બેંતાલીશમા અધ્યાયમાં ઉમામાહેશ્વરના સંવાદમાં શિવજીનું વચન છે કે "સાત્વિક કલ્પના અધિષ્ઠાતા દેવતા મોક્ષને દેનારા કહ્યા છે. રાજસ કલ્પના અધિષ્ઠાતા સુખને દેનારા કહેલા છે. તેવીજ રીતે તામસ કલ્પના અધિષ્ઠાતા દેવતા હેદેવિ! નરકની પ્રાપ્તિના કારણરૂપ છે." એવી રીતનાં શિવજીનાં વાકયવડે પણ તામસ રાજસ પુરાણમાં કહેલા ધર્મના આચરણથી પણ જ્યાં મોક્ષ થવાનું કહેલું છે ત્યાં તામસ રાજસ અવસ્થાના ત્યાગરૂપ મુક્તિજ થાય છે એમ સમજવુ, પરમામુક્તિ થતી નથી. કેમ કે "સત્વમાં રહેલા ઉર્ધ્વગતિને પ્રાપ્ત થાય છે, રજોગુણમાં રહેલા મધ્યમાં રહે છે, અને નિંદિતગુણની વૃત્તિમાં રહેલા તામસ અધોગતિને પ્રાપ્ત થાય છે." ઇત્યાદિ વાકયોથી વિષ્ણુથીજ મુક્તિ મળે છે એમ સિદ્ધ થાય છે.

अष्टत्रिंशत्पत्रमारभ्यैकोनचत्वारिंशत्पत्रपर्यन्तं "यस्याङ्गाज्जायन्त" इत्यारभ्य गुणी सर्वविद्य इत्यन्तं लिखितमित्यत्रोच्यते। "तत्र रुद्रमुरयास्सोहं" इति लेखोऽत्यन्तमशुद्धः। नैतादृशो लेख उपनिषदि सम्भवति ऋग्वेदे देवीसूक्ते—

"अहमेव स्वयं वदामि जुष्टं देवेभिरुत मानुषेभिर्यं कामये तन्तमुग्रं कृणोमि तं ब्रह्माणं तमृषिं तं सुमेधां अहं सुवे पितरमस्य मूर्द्धन् मम योनिरप्स्वन्तः समुद्रे"

इतिश्रुतावुग्रपदेन "उग्रः कपर्दी श्रीकण्ठ" इति कोषाच्छिवजनकत्वं देव्या देवीजनकत्वं च "मम योनिरप्स्वन्तःसमुद्रे" इतिवाक्येन सिन्धुशायिनारायणस्य बोधनात् तद्विरोधापत्तेः॥ महेश्वरस्य सर्वेश्वरत्वं अजन्त्वंच यन्निरूपितं तदपि षष्ठपत्रालिखितमहेश्वरापरावतारत्वंश्रीमच्छङ्कराचार्यस्य स्वेनैव लिखित्वेन देवीसूक्तोक्तदेवीसमुत्पत्तिकथनविरोधादजागलस्तनायमानत्वमेव तस्य लेखस्येत्यवगम्यते तत्र चोत्पत्तिसंहारकर्तृत्वकथनेनापि सगुणत्वमेव सिध्यति नतु निर्गुणत्वं। एवं तल्लेखे परस्परं विरोधोऽशुद्धता चातीव दरीदृश्यते। हरेर्जनिमत्वं यदुक्तं तदज्ञानात् स्वेच्छया प्रादुर्भावे जान

त्वस्य प्रतिपादयितुमशक्यत्वात । अन्यथा शिवभक्तानां तद्दर्शनप्रतिपादकपुराणजालस्य विप्लवापत्तेः । तदनुरोधेन तस्यापि जनिमत्वस्य दुष्परिहारापत्तेश्च

"द्वैपायनाच्छुको जज्ञे भगवानेव शङ्करः ॥
अंशांशेनावतीर्योर्व्यां स्वं प्राप परमं पदम ॥"

इतिकूर्मपुराणीयवाक्ये शिवस्यापि शुकरूपेण प्रादुर्भावे तस्यापि जन्मदेहत्याग युक्तत्वेन शिवेऽपि तादृग्दोषापरिहारापत्तेः । तथैव दुर्वासोरूपेण श्रीमच्छङ्कराचार्यरूपेण च प्रादुर्भावेऽपि तद्दोषतादवस्थ्याच्च ॥ "तमेव चाद्यं पुरुषं प्रपद्य" इति "तमेव चाद्यं पुरुषं प्रपद्ये" इति "तमेव चाद्यं पुरुषं प्रपद्येत" इति च पाठत्रयमभिप्रायभेदाद् दृश्यते तत्र प्रथमपाठे आद्यपुरुषशरणं गत्वा पुराणी प्रवृत्तिर्यतः प्रसृता इत्यर्थो द्वितीयपाठे च यतः पुराणी प्रवृत्तिः प्रसृता तं प्रपद्ये इति युद्धे सर्वसंहारकर्तृत्वेनोपस्थितभङ्कर्षणवाक्येन समन्वयः । तृतीयपाठे च यतः पुराणी प्रवृत्तिः प्रसृता तं आद्यं पुरुषं शरणं गच्छेदिति योजना । एवं पाठत्रयेऽपि सदानन्दे परब्रह्मरूपे श्रीकृष्णे नैव न्यूनतापत्तिः । श्रीमदाद्यशङ्कराचार्यैरपि प्रपत्तेरुपदेश एवात्र व्याख्यातः । रुद्रपरमरुद्रयोर्भेदो नैव तल्लेखमन्तरा शास्त्रसिद्धः श्वेताश्वतरेतु "सम्बाहुभ्यां धमती" ति पूर्ववचनानुरोधेन द्विभुजरूपस्य द्योतनात् द्विभुजः परमात्मा सदानन्दः श्रीकृष्ण एव सिध्यति नतु रुद्रधर्माः केचित् तत्र दरीदृश्यन्ते "कालः कलयतामहं" मिति गीतावाक्येन तस्यैव विभूतिरूपत्वेन कालस्य कथनात ।

**વિવેચન**—આડત્રીસમા પૃષ્ઠમાં "**यस्वाङ्गाज्जायन्ते**" ત્યાંથી આરંભીને "**गुणी सर्वविद्य**" ત્યાં સુધી ઓગણચાલીશમા પૃષ્ટમાં જે લેખ લખેલ છે. ત્યાં એમ કહિયે છિયે કે તે લેખના પ્રારંભની પંક્તિમાં "**रुद्रमुख्यास्सोहं**" એવો લેખ છે તે અત્યંત ખોટો છે કેમકે ઉપનિષદ્‌માં એવા પ્રકારનો લેખ સંભવતોજ નથી વળી ઋગ્વેદમાં દેવી સૂક્ત છે તેમાં દેવીએ કહેલ છે કે,

"હું પોતેજ કહું છું કે જે મનુષ્યને દેવતાઓવડે તથા મનુષ્યો વડે સેવાય એમ હું ઇચ્છું છું તેને હું ઉગ્ર (શિવ) કરૂં છું, તેને બ્રહ્મા કરૂં છું, તેને હું સરસ્વતી કરૂં છું, શિવના પિતા બ્રહ્માને હું ઉત્પન્ન કરૂ છું તે બ્રહ્મા સર્વના મસ્તક ઉપર (સત્ય લોકમાં) રહેનારા છે. મહારી ઉત્પત્તિનુ સ્થાન સમુદ્રની અંદર જલમાં છે." એમ દેવીયે કહ્યુ છે ત્યાં ઉગ્રને હું કરૂ છું તેનો અર્થ કોશથી "**उग्रः कपर्दी श्रीकण्ठः**" એ શિવના નામ કોશમાં કહેલાં હોવાથી શિવને ઉત્પન્ન કરવાપણું દેવીને સિદ્ધ છે, અને દેવીને ઉત્પન્ન કરનાર કોણ ? એમ જાણવાની ઇચ્છા થાય તેસારૂ દેવીયે પોતેજ કહ્યું છે કે "**मम योनिरप्स्वन्तः समुद्रे**" એટલે મારી ઉત્પત્તિનું સ્થાન જલમાં રહેનાર શેષ-

શાયી ભગવાન્ છે. એમ દેવીયે કહેવાથી સિંધુશાયી નારાયણનો બોધ થાય છે. તે ઋગ્વેદની શ્રુતિની સાથે આમ્નાયતત્વતરંગિણીમાં લખેલા વાક્યનો વિરોધ આવે છે. મહેશ્વરને સર્વેશ્વરપણું અને અજન્માપણું જે તેણે લખ્યું છે તે પણ પોતે છઠ્ઠા પત્રમાં મહેશ્વરના બીજા અવતારરૂપ શ્રીમત્ શંકરાચાર્યને લખેલા છે તેથી અને ઉપર લખેલા દેવીસૂક્તમાં દેવી મનુષ્યને શિવ બનાવે છે એમ લખેલું છે તેથી વિરોધ આવે છે, માટે તેનો લેખ બકરીના ગળામાં રહેલા આંચળ જેવા સારવગરનો છે, એમ સ્પષ્ટ જણાય છે, તે લેખમાં રૂદ્રને ઉત્પત્તિ તથા સંહાર કરવાપણું લખ્યું છે, અને પછી નિર્ગુણપણું લખ્યું છે તે પરસ્પર વિરોધ આવે છે. ઉત્પત્તિ અને સંહાર કરનાર સગુણજ હોય નિર્ગુણ હોય નહીં. એવી રીતે પરસ્પર વિરોધ અને અશુદ્ધપણું તેના લેખમાં અત્યંત દેખાય છે. હરિને જન્મ અને દેહત્યાગપણું લખ્યું છે તે તેમનું અજ્ઞાન છે. પોતાની ઇચ્છાથી પ્રાદુર્ભાવ થાય તેમા જન્મવાળાપણું કહી શકાય તેમ નથી. અને જો નિર્ગુણને પણ પ્રાદુર્ભાવ થવાથી જન્મવાળા કહેતા હશો તો તેઓ શિવને નિર્ગુણ માને છે. તેનું દર્શન કોયને થશે નહીં. એટલે શિવપુરાણાદિકમાં શિવભક્તોને શિવજીના દર્શન થયાના લેખો છે તે તમામ ડુબી જશે. અને તેને અનુસારે શિવજીને પણ ઉત્પત્તિવાળાપણું મટશે નહી. તેમ કૂર્મપુરાણમાં લખેલું છે કે "દ્વૈપાયન વેદવ્યાસજીથી ભગવાન શંકરજ શુકદેવજી થયા છે. તે અંશાંશે કરીને પૃથ્વી ઉપર અવતરીને પાછા પોતાના પરમ પદને પ્રાપ્ત થયા છે" એ વાક્યમાં શિવજીનો પણ શુકરૂપે પ્રાદુર્ભાવ થયાનુ લખેલું છે અને શુકદેવજીનેં જન્મ તથા દેહત્યાગયુક્તપણું છે તેથી શિવજીમાં પણ એ દોષ મટી શકે તેમ નથી. તેવીજ રીતે દુર્વાસારૂપથી અને શ્રીમત્ શંકરાચાર્યના રૂપથી પ્રાદુર્ભાવ થવામાં પણ જન્મ અને દેહત્યાગનો દોષ તો તેવે અને તેવોજ રહે છે; માટે ઈશ્વર પોતાની ઇચ્છાથી પ્રાદુર્ભૂત થાય કે તિરોહિત થાય તેમાં ઉત્પત્તિ અને દેહત્યાગરૂપ દોષ કલ્પીને ન્યૂનતા ઠરાવવી એ કેવલ અજ્ઞાનજ છે. ઇશ્વરની વાત તો એક તરફ રહી પરંતુ યોગિયો, જ્ઞાની, અને ભક્તો પોતાની ઇચ્છા વડે દેહધારણ કરી દેહનો ત્યાગ કરે તેમાં જન્મનાશનો દોષ તેના ઉપર પણ લાગુ પડતો નથી. કર્મને આધીન જેનો જન્મનાશ હોય તેના ઉપરજ તેવો દોષ લાગુ પડે છે. પરંતુ તેવી રીતના શાસ્ત્રના અભિપ્રાયની આમ્નાયતત્વતરંગિણીકારને ખબર નહી હોય તેથી તેમણે ઇશ્વરકોટીમાં પણ તેવા દોષનો આરોપ કર્યો છે; તેથી તેવો દોષ તેમના ઇષ્ટદેવ ઉપર પણ આવે છે. એમ અમે તેમની યુક્તિને આધારે લખ્યું છે. બાકી અમારા વિચારપ્રમાણે ઇશ્વરની ઉપર તેવો દોષ લાગુ પડતોજ નથી.

ગીતાજીમાં "**तमेव चाद्यं पुरुषं प्रपद्ये**" એ શ્લોક લખ્યો છે. તેનો દાખલો દઇને આદ્ય પુરૂષ શ્રીકૃષ્ણથી કોઇ બીજા છે. એવી તેમણે શંકા કરી છે. પણ ત્યાં "**प्रपद्य**" **प्रपद्ये** **प्रपद्येत्**" એવા ત્રણ પાઠ જુદા જુદા અભિપ્રાયથી છે. તેમાં પ્રથમ પાઠમાં તેમને શરણે જઇને જેનાથી જુની પ્રવૃત્તિ વિસ્તાર પામેલી છે. અને બીજા પાઠમાં જેનાથી જુની પ્રવૃત્તિ વિસ્તાર પામી છે તેમને શરણ જાઉંછું એવો અર્થ થાય છે તે કૈરવ પાંડવના યુદ્ધમાં સર્વનો સંહાર કરવા માટે અર્જુનના સારથી થઇને કાલરૂપ ધરી સંકર્ષણવ્યૂહરૂપે રહ્યા છે તેમનું તે વચન છે કારણ કે અગ્યારમા અધ્યાયમાં હું કાલરૂપછું એમ

" कालोऽस्मि " એ વાકયથી કહ્યું છે તેથી એમ કહેવામાં પણ કાંઇ હાનિ નથી કેમકે તે વ્યૂહરૂપનું વાકય છે. અને ત્રીજો પાઠ " प्रपद्येत " હોય તો જેનાથી જુની પ્રવૃત્તિ વિસ્તાર પામેલી છે તે આદ્ય પુરૂષને શરણે જાય એ ત્રણે પાઠભેદમાં ભક્તિમાર્ગનોજ ઉપદેશ જુદા જુદા પ્રકારથી છે. માટે તેમાં સદાનંદ પરબ્રહ્મ શ્રીકૃષ્ણમાં કાંઇ ન્યૂનતા આવતી નથી. પણ ઉલટો શરણોપદેશ સિદ્ધ થાય છે. તેથીજ આદ્યશંકરાચાર્યે પણ પ્રપત્તિનોજ ઉપદેશ છે એવું વ્યાખ્યાન કરેલ છે.

તેમણે પરમરૂદ્ર લખ્યા છે. તો રૂદ્ર અને પરમરૂદ્ર એવો ભેદ તેમના લેખ શિવાય બીજે કયાંય નથી તેમ પરમ શિવ જે શિવતત્વવિવેકાદિકમાં લખેલા છે ત્યાં પણ તેને સાંબ અર્થાત્ અંબાસહિત એમ લખવાથી શક્તિયુક્ત સગુણજ સિદ્ધ થાય છે નિર્ગુણ સિદ્ધ થતા નથી--કારણ કે શક્તિ માયાનુંજરૂપ છે. અને શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં તો " संबाहुभ्यां धमति " એવું વચન પ્રથમ લખેલ છે તેને અનુસારે બે ભુજાવાળા રૂપને જણાવે છે તેથી બે ભુજાવાળા પરમાત્મા સદાનંદ શ્રીકૃષ્ણજ સિદ્ધ થાય છે. પરંતુ રૂદ્રના કોય ધર્મ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં દેખાતા નથી. માટે કાલનાકાલ લખ્યા છે તે ગીતાજીમાં વિભૂતિ અધ્યાયમાં શ્રીકૃષ્ણની વિભૂતિરૂપ કાલ કહેલ છે. તેથી કાલનાકાલ શ્રીકૃષ્ણજ સિદ્ધ થાય છે.

एकचत्वारिंशत्तमे पृष्ठे स्मृतयोऽपि पाराशर्यो ज्योतिष्यश्चेत्यारभ्य इति दिगित्यन्तं द्विचत्वारिंशपृष्ठपर्यन्तं यो लेखस्तदुपर्युच्यते ॥ तल्लेखानुसारेण पाराशरीस्मृतीनां ज्योतिषीस्मृतीनां च बहुत्वं तैः स्वीकृतमित्यवगम्यते अष्टादशस्मृतिषु त्वेकस्या एव पाराशरस्मृतेर्गणनात् बहुत्वं कस्मान्निष्कासितं । ज्योतिष्याः स्मृतेश्चागणनात् नवीना स्मृतिस्तैः कल्पिता निष्कासिता वेति लिखिते सति तदनुरोधेनोत्तरणीयाः स्युः। नो चेत्

" ब्राह्मसंवत्सरशतादेकाहः शैव उच्यते ॥
शैववर्षशतादेकं निमेषं वैष्णवं विदुः ॥ १ ॥ "

इति मात्स्यपुराणीयवाक्यसन्दर्भेण विरोधादुपेक्षणीया एव स्युः । पालनकर्त्रभावेन संहारस्य प्राप्ततया ततः परं तन्मानज्ञानजनकाभावेन तद्गणनाया एवाभावात् द्विपरार्द्धायुषो ब्रह्मणः क्षये प्राकृतिकलयस्य जातत्वेन तज्जनितरुद्रस्य स्थितिरेवासंभावितत्तरा ॥

किञ्च रुद्रे ब्रह्माण्डमण्डलस्य लये रुद्रस्य स्थितिः कुत्रेत्यापि शास्त्रतः साधितव्यं भवति नहि विष्णुवज्जलशायित्वं तस्य कुत्रापि जरीजागर्तितराम् तत्र प्रलयस्य आत्यन्तिकत्वकथनन्त्वात्यन्तिकप्रलयस्वरूपाज्ञानादेव ब्रह्माण्डमण्डलस्यात्यन्तिकप्रलयगोचरीभावस्तादृशसाधनमन्तरैकदैव भवितुं नार्हतीति तेषामज्ञानविलसित एवायं लेखः ॥

चतुर्विधपुरुषार्थप्रदत्वन्तु शिवस्य पूर्वप्रदर्शितदिशैवेति वेद्यं सुधीभिरिति न पुनस्तद्विषये विस्तरः क्रियते ॥

# सर्वशास्त्रनिष्कर्षः

अन्यच्च "आत्मनि सर्वेन्द्रियाणि सम्प्रतिष्ठाप्याहिंसन् सर्वाभूतान्यन्यत्र तीर्थेभ्यः स खल्वेवं वर्तयन् यावदायुषं ब्रह्मलोकमभिसंपद्यते" इति छान्दोग्यश्रुत्या "ईशावास्यमिदंसर्वं यत्किंचिज्जगत्यां जगत् तेन त्यक्तेन भुंजीथा मागृधः कस्यस्विद्धनम् ।" इति वाजसनेयीश्रुत्या "स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानांराजा तद्यथा रथनाभौ च रथनेमौ चाराः सर्वे समर्पिताः एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवा सर्वे लोकाः सर्वे एतआत्मानः समर्पिताः" इति बृहदारण्यकश्रुत्या "तस्य ह वाएतस्यैवं पश्यत एवं मन्वानस्यैवं विजानत आत्मतः प्राणा इत्यारभ्य आत्मत एवेदंसर्वं" इत्यन्तं छान्दोग्यश्रुत्या "मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥" "यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् । यत्तपस्यसि कौन्तेय? तत्कुरुष्व मदर्पणम्" "ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ॥ ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना" इत्यादिगीतावाक्यैः "कायेन वाचा मनसेन्द्रियैर्वा बुध्यात्मना वाऽनुसृतस्वभावात् ॥ करोति यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ॥" इत्यादिश्रीभागवतवाक्येन च परब्रह्मपरमात्मार्पणधियैव सर्वकार्यकरणमिति सिद्धान्तः सिध्यति स च कस्मिन् सम्प्रदाये सर्वाः प्रातरुत्थानमारभ्य शयनपर्यन्तं तदधीनाः क्रिया भवन्ति तादृगुपदेशो वा भवतीति यदि केषांचिदपि जिज्ञासा चेत् तादृशः संप्रदायोऽस्मदीय एव नान्य इति सूक्ष्मया दृशाऽवधार्य वेदादिसर्वशास्त्रसिद्धत्वमस्मत्संप्रदायस्य डिण्डिघोषसिद्धमेवेति ज्ञास्यन्ति तटस्थसर्वविबुधजना इत्यलं पल्लवितेन ॥

नह्यन्यत्र परब्रह्मपरमात्मार्थं काचिक्रियाभवति । कर्म विधाय तदर्पणं भवति कदाचित् कुत्रचित् । अस्मत्संप्रदाये तु पूर्वप्रदर्शितादिशा तच्छरणं गत्वा स्वसर्वस्वनिवेदनोत्तरं स्वदेहप्राणेन्द्रियादीनां तद्धर्माणां च सर्वदा तदीयत्वानुसन्धानार्थं "निवेदनं तु स्मर्तव्यं सर्वदा तादृशैर्जनैः ॥" इति "तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ॥ वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः" इत्यादिश्रीमदाचार्यचरणोपदिष्टनित्यपाठग्रन्थस्थवाक्यैस्सर्वदा तदीयत्वानुसन्धानेन तदर्थमेव सर्वाः क्रिया भवन्तीति सुप्रसिद्धमेव सर्वत्र भगवदधीनत्वमस्मत्संप्रदायस्थानामिति विरम्यते शशिवह्निवसुभू(१८३१)मितशके चैत्रकृष्णतृतीयायां गुरुवासरे मोहमय्याममरजित्तनुजनुषाऽहिच्छत्रनागरज्ञातीयशास्त्रिछगनलालशर्मणा तटस्थविद्वद्गर्वशंवदेन । (श्री) जीवनेशकरुणावलोकतो लोकतोषजनकं लिखितं यत् । तत्तटस्थबुधवृन्दमानसे मानसेचनकरं भविष्यति ॥ १ ॥

**વિવેચન**—એકતાલીસમા પૃષ્ઠમાં "**स्मृतयोऽपि परासर्यो ज्योतिष्यश्च**" ત્યાંથી આરંભીને બેતાલીસમા પૃષ્ઠમાં "**इति दिक्**" ત્યાંસુધી જે લેખ લખેલ છે તેની ઉપર અમે લખિએ છિએ કે તેમના લેખને અનુસારે પારાશરી સ્મૃતિઓ પણ ઘણીયો છે અને જ્યોતિષી સ્મૃતિઓ પણ ઘણીયો છે, એમ તેમણે સ્વીકારેલું છે એમ જણાય છે; પણ અઢાર સ્મૃતિયો પ્રસિદ્ધ છે તેમાં પારાશર સ્મૃતિ એક લખેલી છે, તેને બદલે ઘણી સ્મૃતિયો તેમણે કયાંથી ગોતી કાઢી? તે લખવું જોઇએ. તેમ જ્યોતિષિ સ્મૃતિ કયાંય છેજ નહીં, તે છતાં તેમણે ઘણી જ્યોતિષિ સ્મૃતિયો લખી છે તે તેણે નવીન કલ્પેલી છે કે કયાંયથી ગોતી કાઢી છે? તે પણ લખવું જોઈએ, અને ત્યારેજ તેના નામથી લખેલા વાકય ખરાંગણી ઉત્તર દેવા યોગ્ય ગણાય. જો તે ખુલાસો લખે નહી તો મત્સ્યપુરાણમાં કહેલું છે કે "બ્રહ્માજીના સો સંવત્સરથી શિવનો એક દિવસ કેહેવાય છે, અને શિવના સો વર્ષથી વિષ્ણુનો એક નિમિશ (મટકુ) થાય છે, એમ ઋષિયો જાણે છે." એ વચનની સાથે પારાશર સ્મૃતિ તથા જ્યોતિષી સ્મૃતિના નામથી આમ્નાયતત્વતરંગિણીમાં લખેલા વચનોનો વિરોધ આવે છે. કેમ કે તેમાં વિષ્ણુ પછી પણ રૂદ્ર ઘણા દિવસ રહે છે, એમ લખ્યું છે. અને ઉપર લખેલા મત્સ્ય પુરાણનાં વચનમાં તો શિવજીનાં સો વર્ષથી વિષ્ણુનું નિમિષ (મટકુ) થાય છે, એમ લખ્યું છે તે દેખીતો વિરોધ છે. વળી વિષ્ણુ ન હોય ત્યારે પાલન કરનાર કોઈ નહી રહેવાથી જગતનો સંહાર પ્રાપ્ત થયો; ત્યારે જગતનો પ્રલય પ્રાપ્ત થયા પછી કેટલો વખત ગયો તેનું જ્ઞાન ઉત્પન્ન થાય તેવું કાંઇ સાધન રહ્યું નહીં, તેથી તેની ગણના પણ થઇ શકે નહીં તેમ બ્રહ્માજીનું આયુષ્ય બે પરાર્દ્ધનું છે ત્યાર પછી બ્રહ્માજીનો ક્ષય થાય ત્યારે પ્રાકૃતિક લય થાય તે પછી બ્રહ્માના ભાલમાંથી ઉત્પન્ન થયેલા રૂદ્રની સ્થિતિ રહે છે એમ કહેવું એ પણ અત્યંત અસંભવિત છે.

બ્રહ્માંડ મંડલનો રૂદ્રમાં લય થાય છે એમ તેમણે લખ્યું છે ત્યારે પ્રલય થયા પછી રૂદ્રની સ્થિતિ કયાં રહે છે? તે પણ તેમણે શાસ્ત્રથી સિદ્ધ કરી દેવું જોઇયે. વિષ્ણુ જેમ જલમાં પોઢે છે, તેમ શિવની જલમાં સ્થિતિ કોઇ શાસ્ત્રમાં લખેલી નથી. વળી તેમણે સર્વ બ્રહ્માંડનો આત્યંતિક પ્રલય રૂદ્રમાં થાય છે, એમ લખ્યું છે તેથી તેમને આત્યંતિક પ્રલયના સ્વરૂપનું જ્ઞાન નથી, એમ જણાય છે. કેમ કે નિત્ય, નૈમિત્તિક, અને પ્રાકૃતિક એ ત્રણ પ્રકારના લય સર્વને સમાન થાય છે, અને આત્યંતિક લય ત્રણે લયમાં અનુસ્યૂત છે. તે તો જ્યારે વિવેકરૂપ ખડ્ગવડે માયામય અહંકારને કાપીને અચ્યુતરૂપ સર્વના આત્મા ભગવાનના અનુભવવાળો થઇને રહે છે ત્યારે તેનો આત્યંતિક લય થયો એમ કહેવાય છે. એ ત્રણે પ્રલયના અધિકારી જીવોને થાય છે, તે ત્રણે પ્રલયના જીવોની સ્થિતિ રહે છે, અને પાછા પ્રાદુર્ભૂત થાય છે. તેવી રીતે આત્યંતિક પ્રલયના જીવોની પુનરાવૃત્તિ નથી. મોક્ષને પ્રાપ્ત થાય છે. તેથી તેનું નામ આત્યંતિક પ્રલય છે. તે તેવી રીતનાં સાધન વિના તમામ બ્રહ્માંડ મંડલનો આત્યંતિક પ્રલય એક વખતેજ થવો યોગ્ય નથી તે છતાં તેમણે સર્વનો આત્યંતિક પ્રલય લખ્યો છે તે અજ્ઞાનના વિલાસરૂપજ આ લેખ છે.

શિવજીને ચાર પ્રકારના પુરૂષાર્થ આપવાપણુ તેમણે લખ્યું છે તેની વ્યવસ્થા પ્રથમ એમ અમે લખી ગયા છીયે કે શિવજી તામસ છે તેમની ભક્તિ કરનારાઓને તામસાવસ્થાનો પરિત્યાગ થાય તેજ તેમની મુક્તિ છે. બાકી અપુનર્ભવરૂપ મુક્તિ નથી. એ બાબત વિસ્તારપૂર્વક ઉપર લખ્યું છે તેથી સારી બુદ્ધિવાળા પુરૂષોયે જાણી લીધું હશે તેથી અહિં અમે વિસ્તાર લખતા નથી.

---

# વેદાદિ સર્વ શાસ્ત્રનો નિષ્કર્ષ (સાર)

છાંદોગ્ય ઉપનિષદ્‌ના આઠમા અધ્યાયની સમાપ્તિ વખતે લખેલું છે કે "આત્મામાં સર્વે ઇંદ્રિયોને સારી રીતે સ્થાપન કરીને પવિત્રકાર્ય શિવાય બીજા કોઇ પણ સ્થલમાં કોયના ચિત્તને દુઃખ ન આપીને તેવી રીતે આયુષ્યપર્યંત વરતતો હોય તે બ્રહ્મલોકમાં પ્રાપ્ત થાય તેનું પુનરાવર્તન થતું નથી" તે ઉપરથી સર્વ ઇંદ્રિયો આત્મામાં જોડી દેવાનું લખ્યું છે. અને ઈશાવાસ્ય ઉપનિષદ્‌ના પ્રથમ મંત્રમાં લખેલું છે કે" આ પૃથ્વિમાં જગતરૂપથી જે કાંઇ જોવા સાંભળવામાં આવે છે તે તમામ ઇશ્વરથી વ્યાપ્ત થઇને રહેલુંછે તેથી ઈશ્વર ભોગવીને છોડી દે તેનાથીજ તું તારો નિર્વાહ કરજે પણ કોઇની મમતાવાળા ધનની ઇચ્છા કરીશ નહીં" એમ લખ્યું છે ત્યાં પણ ઇશ્વરમાં ચિત્ત રાખી તેમના પ્રસાદની રીતે જે મળે તે ભોગવવું એવો અભિપ્રાય છે. તેમ બૃહદારણ્યક ઉપનિષદ્‌માં લખેલું છે કે "આ આત્મા સર્વભૂતોનો અધિપતિ છે, સર્વ ભૂતોનો રાજા છે. તે જેમ રથના ચક્રની અંદર લોઢાની નાભિ રહે છે, અને લાકડાની નેમિ રહે છે. તેમાં જેમ સર્વ આરાઓ અર્પણ કરેલા હોય છે તેવી રીતે આ આત્મામાં સર્વ ભૂતો, સર્વ દેવતાઓ, સર્વ લોકો અને સર્વ આત્માઓ અર્પણ કરેલાછે" એમ લખેલું છે. તેનો અભિપ્રાય પણ સર્વ પદાર્થ પોતાની અહંતા મમતાના સ્થાનરૂપ છે. તે સર્વના આત્મારૂપ ભગવાન્ છે. તેમાં અર્પણ કરવાનોજ છે તેથીજ છાંદોગ્ય ઉપનિષદ્‌માં સાતમા પ્રપાઠકની સમાપ્તિમાં લખેલું છે કે "સર્વમાં આત્મા વ્યાપ્ત થઇને રહેલો છે તેથી સર્વ પદાર્થના અધિપતિ તે આત્માજ છે. એમ જે દેખે છે, માને છે, અને જાણે છે તેને આત્માથીજ પ્રાણ છે, એમ આરંભ કરીને તમામ બધુ આત્માથીજ છે એમ છેવટ લખેલું છે" તેનો અભિપ્રાય પણ આત્માને આધીન રહીને તમામ ક્રિયા કરવાનોજ છે. તેમ ગીતાજીમાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને સ્થલે સ્થલે આજ્ઞા કરી છે કે "માહારામાં મન રાખનાર થા, માહારો ભક્ત થા, મહારૂં યજન કરનાર થા, મને નમન કર, તેમ જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે તપ કરે છે, તે હે કુંતાજીના પુત્ર મને અર્પણ કરીને કર. તેમ અર્પણ કરવું તે બ્રહ્મજ છે, હવિષ્ પણ બ્રહ્મજ છે, અગ્નિ પણ બ્રહ્મ છે, અગ્નિમાં હોમનાર પણ બ્રહ્મ છે, જેણે હોમેલું છે તે પણ બ્રહ્મ છે, અને તેથી પ્રાપ્ત થવાનું પણ બ્રહ્મ છે. એમ બ્રહ્મમાં

સર્વ કર્મ ચિત્તની એકાગ્રતા રાખીને કરવાની આજ્ઞા કરી છે" અને શ્રીમદ્ભાગવતમાં એકાદશસ્કંધના બીજા અધ્યાયમાં કહેલ છે કે "કાયાવડે, વચનવડે, મનવડે, ઇંદ્રિયોવડે, બુદ્ધિવડે, આત્માવડે, અને ઇંદ્રિયો વિગેરેને અનુસરતા સ્વભાવથી જે કાંઇ કરે છે તે સર્વ પરમાત્મા નારાયણને માટે છે એવું અનુસંધાન રાખીને, તેમને અર્પણ કરીને કરે" ઇત્યાદિક વાકયોથી પરબ્રહ્મ પરમાત્માને અર્પણ કરવાની બુદ્ધિવડેજ સર્વ કાર્ય કરવું. એવો વેદાદિ સર્વ શાસ્ત્ર સિદ્ધાન્ત છે એમ સિદ્ધ થાય છે. તેવો સિદ્ધાંત કયા સંપ્રદાયમાં હશે એમ જાણવાની ઇચ્છા થાય તો એવા વિચાર ઉપર આવવું કે પ્રાતઃકાલથી ઉઠીને શયન કરવાસુધી ભગવાનને આધીન રહીને તમામ ક્રિયાઓ કયા સંપ્રદાયમાં થાય છે, અને તેવી રીતે ભગવાનને આધીન રહીને સર્વ ક્રિયા કરવાનો ઉપદેશ પણ કયા સંપ્રદાયમાં થાય છે એમ જો કોઇને પણ વિચાર થાય તો તેવો સંપ્રદાય આપણોજ છે બીજો નથી એમ સૂક્ષ્મદૃષ્ટિથી જાણીને વેદાદિક સર્વ શાસ્ત્ર સિદ્ધપણું આપણા સંપ્રદાયને નગારાની ડાંડિયેજ સિદ્ધ છે એમ તટસ્થ વિદ્વાનો સહજમાં જાણી શકશે, તેથી તે બાબતમાં કાંઇ વિસ્તાર કરવાની જરૂર નથી. બીજા કોઇ પણ સંપ્રદાયમાં પરબ્રહ્મ પરમાત્માને માટે કોઇ પણ ક્રિયા થતી નથી પરંતુ કર્મ કરીને પછી પરમાત્માને અર્પણ કરવાનું કોઈ કોઇ સંપ્રદાયમાં વખતે થાય છે, અને આપણા સંપ્રદાયમાં તો ઉપર બતાવ્યા પ્રમાણે નિઃસાધન થઇને પરબ્રહ્મ પરમાત્માની શરણે જઇને પોતાના અહંતા મમતાના સ્થાનરૂપ સર્વનું નિવેદન કર્યા પછી પોતાના દેહ, પ્રાણ, ઇંદ્રિયો, વગેરે તથા તેના ધર્મો સર્વ પરમાત્માના થયાજ એવું અનુંસંધાન રહેવાસારૂ નિત્યપાઠના ગ્રંથોમાં શ્રીઆચાર્યજીએ આજ્ઞા કરી છે કે "સર્વદા તેનું અનુંસંધાન રાખનારા ભગવદીય જનોની સાથે રહીને આપણે સર્વ પરમાત્માને નિવેદન કર્યું છે તેનું સ્મરણ રાખવું" તેમ બીજા ગ્રંથમાં આજ્ઞા કરી છે કે "બધું ભગવાનને અર્પણ કરેલું છે તેથી શ્રીકૃષ્ણજ મહારા આશ્રયરૂપ છે. એમ સર્વાત્માયેં કરીને નિત્ય અનુસંધાન રાખવું, અને જ્યાંસુધી એવું દ્રઢ અનુંસધાન ન રહે ત્યાં સુધી "**श्रीकृष्णः शरणं मम**" એમ સર્વદા મુખથી ઉચ્ચાર કર્યા કરવો એવી મહારી મતિ છે." એમ શ્રી આચાર્યચરણે પોતાના અભિપ્રાય સહિત બતાવેલું છે. તે આપણા નિત્યપાઠના ગ્રંથમાં આપણે સર્વદા વાંચ્યા કરીએ છિએ તેથી આપણને સર્વદા આપણે પરમાત્માના સંબંધવાળાજ છિએ, અને આપણું સર્વ તેમનુંજ છે. એવું અનુસંધાન રહેવાથી તેમને માટેજ સર્વ આપણની ક્રિયાઓ થાય છે, એ સર્વ સ્થલમાં સારી રીતે પ્રસિદ્ધજ છે. માટે આપણે સદાનંદ પરમાત્મા શ્રીકૃષ્ણમાં સર્વદા ચિત્ત રાખીને સર્વ ઇંદ્રિયો તેમનામાંજ જોડી સર્વ કાર્ય કરીએ છિએ. એ સર્વ વેદાદિ સિદ્ધ સિદ્ધાંત છે એમ સમજવું. માટે આપણા સંપ્રદાયમાં રહેલા જીવો સર્વ ભગવાનનેજ આધીન છે, અને સર્વ ક્રિયાઓ ભગવાનને માટેજ કરે છે. સર્વ વિચાર કરો કે ઇશ્વરે ઇંદ્રિયોની સૃષ્ટિ કરી છે, તે ઇંદ્રિયોને વ્યર્થ કરીને તેમની ક્રિયાઓ સર્વ બંધ કરીને મોક્ષ મેળવવાના તાત્પર્યથી નથી કરી પણ નેત્રથી ભગવાનનાંજ દર્શન કરવાં, મુખથી ભગવાનના નામનોજ ઉચ્ચાર કરવો, કાનથી ભગવાનના ગુણોનું શ્રવણ કરવું, નાસિકાથી ભગવાનને અર્પણ કરેલ તુલસી તથા પુષ્પોની સુગંધ લેવી, જીભ્હાથી ભગવાનના ગુણનુંજ ગાન

કરવું, તથા ભગવાનને અર્પણ કરેલા પદાર્થના રસનું આસ્વાદન કરવું, સ્પર્શ ઇંદ્રિયથી ભગવાનનાજ ચરણકમલનો સ્પર્શ કરવો, અને ભગવાનના દર્શન થતાં ગુણગાન કરી આનંદપૂર્ણ થઇ રોમાંચ ઉભાં થાય, નેત્રમાં આનંદનાં અશ્રુ આવે, તેવી રીતે ગદ્‌ગદ્ કંઠ થઇ જવું એટલે સર્વ ઇંદ્રિયો ભગવાનને અર્પણ થઇ ચુકી. એ પ્રમાણે ઇંદ્રિયોની સફલતા રાખી મોક્ષ થાય તેજ મોક્ષ ખરો છે. નેત્રવાળાને અંધારી કોટડીમાં બેસાડી રાખીએ તેમાં નેત્રની સફલતા કાંઇ થતી નથી તેવી રીતે ઇંદ્રિયોને બાધક સમજી તેનો ત્યાગ કરી મોક્ષ મેળવવાની ઇચ્છા કરે તો તેને મોક્ષ સિદ્ધ થતો નથી; પણ અમારા લખવા પ્રમાણે સર્વ ઇંદ્રિયોનો ભગવાન્‌માં વિનિયોગ કરી મોક્ષ સિદ્ધ કરે તેને મોક્ષ સુલભતાથી મળે છે એવી રીતનો અભિપ્રાય આપણા સંપ્રદાયમાં અપાતા ઉપદેશના બન્ને મંત્રોનો છે. તેથી આપણા સંપ્રદાયમાં કોઇ રીતે પણ અવૈદિકતા આવી શકતી નથી. કિંતુ સર્વ સંપ્રદાય કરતાં ઉત્તમતા સિદ્ધ થાય છે. તે તટસ્થ સુજ્ઞ પંડિતો વેદાદિ સર્વનો અભિપ્રાય સમજનારા વિચાર કરશે તો તેઓના પણ ધ્યાનમાં સુલભતાથી આવી જશે માટે તે વિષે હવે કાંઇ વિશેષ લખવા જેવું રહેતું નથી.

આ લેખ અમે કોઇના ઉપર દ્વેષનો લેશમાત્ર અંતઃકરણમાં રાખીને લખેલો નથી પણ જેઓએ અસભ્ય શબ્દો વાપરી દ્વેષ દરસાવેલો છે તેમનું સ્વરૂપ તથા તેમના મંતવ્યનું સ્વરૂપ બતાવીને આપણા સંપ્રદાયવાળા વૈષ્ણવોને સંપ્રદાયનું સ્વરૂપ તથા મંતવ્યનું સ્વરૂપ બતાવવાના ઉદ્દેશથીજ આ લેખ લખવાની જરૂર પડી છે. તે સર્વ તટસ્થ વિદ્વાનોને ધ્યાનમાં રહેવા માટે અમે અમારો અભિપ્રાય બતાવ્યો છે. **शिवमस्तु सज्जनानाम् इतिशम् ॥**

**વૈદ્ય શાસ્ત્રી માધવજી ગોપાલજી.**

ભાષાંતરકર્તા



## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

પોરબંદરવાળા ગોસ્વામિશ્રી જીવનલાલજી મહારાજશ્રીના શાસ્ત્રી છગનલાલ ગ્રંથ કર્તાની પાસેથી.

પંડિત જયેષ્ઠારામ મુકુંદજીની દુકાને તેલવાડીના નાકા ઉપર—મુંબઇ.

પંડિત નારાયણ મુલજીની દુકાને તેલવાડીના નાકા ઉપર—મુંબઇ.

શ્રી સુબોધિની પ્રેસ કોટ બજારગેટ—મુંબઇ.

ઉપર લખેલા ઠેકાણે રોકડા રૂ. ૦-૫-૦. થી મળશે.